બનામે ખુદા.

# સનોબર

ત્રણ અંકી

## નાટક તખ્તયે પારસી સંસાર

કર્તા:

મેહરવાનજી મનચેરજી દાદાભાઈ બનાજી

[M. M. Banaji]

તે

ફત્તેહમંદ Model પારસી સંસારી કથા 'સુધારાનું શિખર' અને આગેવાન Original પુસ્તકો 'પારસી પુત્રી પ્રકાશ' અને 'દુન્યાઈ દોર' ના કર્તા.

રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ "સાંજ વર્તમાન" પ્રેસમાં છાપ્યું,
નાં૦ ૨૨-૨૪-૨૬ મીન્ટ રોડ, કોટ, મુંબઈ.

પ્રગટ કરનાર—મેહરવાનજી મનચેરજી બનાજી,
નંબર ૮, ધોબીતલાવ, મુંબઈ.

જુન ૧૯૧૨.

કીંમત રૂ. ૧-૦-૦

# ચેતવણી.

---

આપણી ઘણીખરી નાટક કમ્પનીઓ ઉર્દુ ખેલો ભજવતી હોવાથી આપણામાં purely "પારસી સંસારી" સ્ટેજ જેવું કાંઇ પણ ન હોવાથી, અને મારા આ ખેલમાં Set Scenes અને સ્ત્રીપાત્રોની સંખ્યા લગાર વધુ હોવાથી, કોઇપણ નાટક ટોળી આ ખેલ હાલને સમયે ઉપાડી લઇ તેને ઘટતો ઇન્સાફ આપવાની હામ ભિડે એમ મને ન લાગવાથી, સ્ટેજ કરવા અગાઉ તેને છપાવી મેં બહાર પાડયો છે; તેમ કરતી વેળા મારી મુખ્ય નેમ, એક **ખરેખરો પારસી <u>સંસારી</u> ખેલ** કેવો હોવો જોઇએ તેનો સંપુર્ણ ખ્યાલ માત્ર પ્રજાનેજ નહિં પણ આપણી કહેવાતી પારસી સ્ટેજ અને તેના પરવરતાવનારાઓને આપવાનો છે. વળી જે એક જોખમ મેં એ પ્રત્યે ખેડયો છે તે મારા આ સંસારી નાટકના ભાગો, પાત્રો યા તેની સિનીક ઇફેકટ, સબરદબર નહિંતર ચોક્કસ દરજજે—બીજાઓને હાથે તફરામચીમ થવાનો છે, અને તેટલા વાસ્તે જાણવું જે—

આ નાટક સને ૧૮૬૭ ના ૨૫)માં 'એકટ' મુજબ કાયદાપુર્વક રેજીસ્ટર કરાવેલો છે અને જે કોઇ શખ્સ યા શખ્સો મારી પરવાનગી વિના મુંબઇમાં અથવા પરમુલકમાં તે સદંતર ભજવી બતાવતા યા તેના કોઇપણ ભાગ, પાત્રો યા દેખાવોની નક્લ યા ભાષાંતર કરતા કરાવતા માલુમ પડશે તો તેઓ સામે ઘટતાં પગલાં લઇ કાંઇપણ ખરચે તેઓને કાયદાની ચુંગાલમાં સપડાવવાની મને દીલગીરીભરી ફરજ પડશે. તેજ વેળા જણાવવું જરૂરનું થઇ પડશે કે આ ખેલ વાંચ્યા પછી કોઇ સંગીન નાટક ટોળી તેને સંગીનપણે સ્ટેજ કરવા ઇચ્છશે તો તે કમ્પની સાથે હું બાખુશી સંદેશો ચલાવીશ.

મેહરવાનજી મં. દા. બનાજી.

---

સર્વાનુમતે સ્વિકારાયલા

પારસી કોમના

સાચ્ચા સુધારકો, મિત્રો, રાહબરો અને ખયરખ્વાહો

શેઠો મેહરવાનજી તથા હોરમસજી મનચેરજી કામા

જેઓ

તવંગર છતાં સભ્યતા અને સાલેસાઇનું ઉમદા

દ્રષ્ટાંત પુરૂં પાડે છે

તેઓને

આ અદના પુસ્તક

મારી તરફના હરેક માનની લાગણી સાથે,

**અર્પણ**

કરૂં છું

અને

પરવાનગી વગર તેમ કરવા માટે તેઓની ક્ષમા ચાહુ છું.

કર્ત્તા

"They talked a lot—!—!
I don't know,—what?
I looked for what—
They called the *plot*,
But I only had a
Glimpse-impse-impse."

**કલમકશો કુહુરશો નહિ!—ગૅલરી ગૅાડઝ રૂઠશો નહિ!—**
**નાટકીઓ ખીજાશો નહિ!**

કારણ:

**"ખુદા આપણી 'સ્ટેજ'ને ઉગારો"**
**એ આપણી એકદીલ બંદગી છે.**

"લેખક" "લેખક" શેનું કરો,
**લેખક** છે શીપ સમાન,
શીપ સર્વમાં મોતી નહિ—
**લેખક** હાલ એવો જાણ!
લુખ્ખું તે કાંઇ "લખાણ" નહિ,
લખે સઘળા તે "લેખક" નહિ,
પરાયે લખાણ જેને આસ નહિ—
**લેખક** ખરો તેને જાણ—(મે. મ. બ.)

લેખક ગણાવાનો હું ફાંકો રાખતો નથી. કોઇપણ કલમકશને પોતાને તેમ કહેવા કહેવડાવવાનો હક નથી. એક લખનારે "લેખક" ગણાવા અગાઉ લખાણબાજીના મેદાનમાં ઉમેદવારી કરી તેની કસોટીમાંથી પસાર થઇ કેળવાયલા વર્ગની પ્રસંશા મેળવવી અવશ્યની છે, અને દ્વેષભાવીક ટીકાઓ—ખુલ્લા યા લપેટેલાની પરવા નહિ કરતાં, ચાલતા આવેલા કઢંગા રિવાજો અને કાનુનો અભડાઇએ મેળી, માત્ર તરજુમા માસ્તર નહિ બનતાં, પારકા પગો ઉપર ચિંગામીંગા થઇ ઉભું નહિ રહેતાં—કાંઇ તાણતોડ વિનાનું નવું કરી દેખાડવાની નેમ દરેક લખનારે હૈડે ધરવી જોઇયે. આ સઘળી કસોટીમાંથી પસાર થયા પછી "લેખક" તેને ઉચ્ચારવો યા નહિ તે કામ પ્રજાનું છે.

એક જાણીતા આગેવાન વૃધ નાટકકારે માત્ર થોડા વખ્તની વાત ઉપર મારી કને બળાપો કર્યો કે 'સ્ટેજ' અને 'તેસ્ટ' જે નાટકી સફાની શરૂઆતમાં લગભગ ચાલીસ વરસ અગાઉ આ મુંબઇ નગરીમાં સૌરે હાથે પડી ભવીષ્યની ઉન્નતીનો કાંઇ ભાસ આપતાં હતાં તેની હાલત એક દાયકામાં ડામાડોલ થઇ, બીજા દાયકાની સમાપ્તીએ ફરી કંઇ સુધારાની રાહ ઉપર આવી, ત્રીજાની આખરીએ તો સબરદબર ઢળી પડી, હજી પણ તેની સબડતી હાલતમાંજ રિએ છે! પણ, ત્યારે ખુદ નાટકવાલાઓ પોતે જર–માલનો ભોગ આપ્યા વગર યાને ખુલ્લા બોલોમાં "પોતાના પેટ ઉપર લાત મુકયા વગર" આ સબડતી હાલતમાંથી તેને છોડવી શકે નહિ, તો શું તમાશબીન આલમ પોતે તે બજાવે નહિ?

આ જમાનાની જાણ મુજબ મુંબઇની 'સ્ટેજ'ને જન્મ આપનાર, તેને રફતે રફતે ખીલવનાર તેમજ તેને ઉંચકી આપનાર અને તોડી પાડનાર પણ પારસીઓ હતા અને છે, અને હવે પછી તેની બરગસ્તે હાલતમાંથી સજીવન પણ તે પારસી હાથે થવી જોઇયે, અને થશે એમ જાહેર કરવામાં હું ખોટો ગણાઇશ નહિ. ઉત્તમ ખેલોના બાબમાં, તેમાં મુખ્યત્વે કયાની તથા પારસી સંસારી ખેલોના બાબમાં, નાટક તખ્તો રંડાયો છે! તેને સોહવાસન બનાવવાનું કામ પારસીઓનું પોતાનું નહિ તો કોણનું હોય? મારા હમદીન ભાઇઓ: આ અદના વિચારને જો તમો મળતા થતા હો તો ખુદ તમારી 'સ્ટેજ' અને કોમની બહેતરી માટે અને જાહેર તમાશબીન આલમના 'તેસ્ટ'ના સુધારાર્થે—વાહીયાત, અસંભવીત, બીનઅનુકુલ, હવસી, હેવાન્યતી વળાંઓને બાજુ મેલી બનતાં સુધી નિતીમાન, બનવાજોગ પારસી સંસારી પાત્રોને તખ્તાપર રજુ કરવાની હિમ્મતી કોશેશ કરો. હું એમ કહેવા માંગતો નથી કે Excitement યા Sensation કીવાં High Class Tragic યા ગુથ્થવણભર્યાં વળાંવાલા ખેલોથી આપણી 'સ્ટેજ' સબરદબર અલ્લગ રહેવી જોઇએ. આ કીસમના ખેલો પણ ચોક્કસ પ્રમાણમાં પ્રજાની નિતીરીતી ઉપર અચ્છો છાપ મારે છે; મારૂં કહેવું એટલુંજ છે આપણી કોમ પશ્ચિમ તરફની અનેક બદીઓની ખાનાખરાબીને

મરાએ અઠડેલી નહિ હોવાથી, ખુનો–ખુનામરકી, નિર્લજ નાહસભાગ અને ફાંસીમરોથી નિરાળી હોવાથી—આપણા સંસારી ખેલોમાં તેવી બદીથી ભરેલાં વાહીયાત વળાંઓ—માત્ર ગૅલરી ગૅાડસ અને પરકોમીઓની પ્રકૃતીને ગીલી લગાડવા અને લલચાવવા તેમજ નાટકવાળાઓનાં "ખીસાં તર" કરવાના ધખારાથી કોઇપણ પ્રમાણીક લખનારે આમેજ કરવાં જોઇએ નહિ.

અચ્છા ઇરાની અને સંસારી ખેલો રચવાનું બીડું મહુર્મ મી૦ કેખુશરો કાબ્રાજી ભેગા એકાદ બે જાહેર પુરૂષો ઝડપી ગયા છે. હૈયાત જમાનામાં તેજ કીસમની પણ કમનસીબે સૌથી નાની આંગળીપર પણ ન ગણવી પડે તેટલી કોશેશો થઇ છે. તેઓના બળ સાથે બળ જમાવવાની સેવકે હામ બીડી છે, તેમાં હું કેટલે દરજજે ફત્તેહ પામ્યો છું તે હું પ્રજાતોલ ઉપર સોંપીશ.

સેવકના ત્રણ પુસ્તકો **'સુધારાનું શિખર,' 'દુન્યાઇ દોર'** અને **'પારસી પુત્રી પ્રકાશ'** બહાર પડયા પછી, તેની પ્રતિષ્ઠા માટે થોભ્યા પછી, 'ડ્રામા' તરફ ધ્યાન દોડાવવાની મને સુચના થઇ: આ સુચનાએ સંગીન રૂપ પકડતાં જે પેદાયશ થઇ છે તે ખાસ–વ–આમ હજુર ધરૂં છું.

નાટક જેવી એક બાબદ દેખતી આંખ્યોએ—ઇંગ્રેજીને આધારે વગીક—લખવીમુશ્કીલ લેખાય છે તો આ પારસી સંસારી "ઓરીજીનલ' નાટક, તેની તમામ અંદરની રચના **સંસારી સિનરી** અને **સિલસીલાબંધ વહેતાં રમુજી તત્વ** સહીત, સેવકને–ચશઅમોનું તુર સંદતર ખોહી દીધેલું હોવાથી—મનની નજરે વિચારી મહોડેથી પત્રવશ કરાવવો પડયો છે; અને તે પ્રત્યે સેવકને ઉઠાવવો પડેલો શ્રમ સહેજે કલ્પી શકાશે.

કર્તા.

મુંબઇ, ફેબ્રુઆરી ૧૯૧૨.

# નાટક પાત્રો.

**સનોબર**—એક વ્યવહારૂ તરબ્યત પામેલી વલસાડી સુંદરી.

**ફ્રેદુન**—સોરાબશા સોલીસીટરનો હેડ કલાર્ક; પાછલથી સનોબરનો ભરથાર.

**પરવીઝ**—સનોબરની મસીયાઇ અને સાથી; પહેલાં ફરરોખની, પાછલથી પિલસુમની મહોરદાર; લગાર ઇંગ્રેજી ભણેલી.

**ફરરોખ**—એક બૅરીસ્ટર; પરવીઝનો પહેલો ભરથાર.

**બહેલુભઈ**—એક સાદા સુધ્ધા વલસાડી કંટ્રાકટર; સનોબરના પડોશી અને બાપતોલના મિત્ર [**બચાંમાય:** પહેલી પરણેતર; **રતુ:** બીજવર; **કાલી** તથા **નજી:** પહેલી પરણેતરનો બેટા-બેટી]

**સોરાબશા**—એક ઓલ્ડ ફૅશન્ડ, રંડાયલા વૃધ સોલીસીટર; સનોબરના કાકા અને વાળી.

**જહાંબક્ષ**—એક ડૉકટર; ફરરોખનો મિત્ર.

**ભીખલો** }
**ભીખલી** } સનોબરના પુરાણા નોકરો.

**માર્યન** }
**કાયતાન** } સનોબરના નવા નોકરો.

**ધનજીશા**—સનોબરના બીજા વૃધ વલસાડી કાકા.

**ધનબાઈજી**—તેવણની ભરૂચી પરણેતર.

**કાનજી**—ધર્મશાળાનો કારભારી, ભાઠેલો; પાછલથી બહેલુભઇની બેટી નજીનો ભરથાર.

**રતુ**--કાનજીની સાવકી વિધ્વા બહેન; બહેલુભઇની બીજવર.

**પિલસુમ ઉર્ફે રૂસ્તમખાન**--એક વકીલનો બેટો; પરવીઝના હાથનો અવ્વલ ઉમીદવાર, પાછલથી તેણીનો બીજો ભરથાર.

બીજા નોકરો, દરજી, બાવરચીઓ, પાણીયારણો, પટાવાલા, કલાર્કો વિગેરે.

સ્થલ :—**વલસાડ** તથા **મુંબઇ.**

**અઇયામ:** ૧૯૦૫ થી ચાલુ.

વાયોલીન ઍકમ્પનીમૅન્ટ

મે. મ. બનાજી કૃતઃ—

# સનોબર

—ત્રણ અંકી—

## નાટક તખ્તયે પારસી સંસાર

### અંક ૧ લો, પ્રવેશ ૧ લો.

### સ્થળઃ—વલસાડ.

---

[દેખાવઃ—ચંદણી; શાન્તી; આકાશપર વાદલીનાં આછાં ધાબાં; થોડાંક નાનાં મોટાં ફુલફળના ઝાડની વાડી; એક તરફ વહેતું નાળું; સનોબર સાદા પોષાકમાં મહાતાબને નમન કરી ઓવરણા લે છે અને ખીસાંમાંથી રૂપીયો કાઢી આંખે લગાડે છે; પરવીઝ આમતેમ ઝાડના ઓઠામાં ફરતી દેખાય છે.]

ઓ યઝદાં!—દિવસની રંજ પછીની તારી આ શિતલ શાન્તી ઇનસાનને માટે એક અનમુલ આબે હૈયાત છે; મધુર નિંદ્રાદેવી પોતાનો મિઠો મિઠાસ ગોયા એ શાન્તીમાંથીજ ચુસે છે; સ્વપના દેવીને પોતાની ફરજ બજા લાવવાને આય શાન્તીજ હિંડોળે છે; આગલી-પાછલી યાદની નમ્ર પિછાન—ઓ આકાશી બાપ—તારી આય શાન્તીજ કરાવે છે; ગાયનના શાદમાન સરોદની ખુશ લ્હેર તારી આય શાન્તીનેજ આભારી છે; નિક ઇનસાનને નેકીનુંજ આય શાન્તી મનન કરાવે છે; કંઇક ઉધરતા લેખકો આય શિતલ શાન્તીમાં

પોતાની ઉછળતી કલમને કસોટીપર કસતા હોશે; કંઇક નાઉમીદ જીવડાઓને તે બેસબર બનાવતી હોશે; કંઇક પાપીઓને પોતાનો દોજખી દૌર ચલાવવાની તે તક આપતી હોશે; કંઇક આય—

[પરવીઝ નજદીક આવે છે.]

**પરવીઝ**—કંઇક આય કુંવારી રાત્રીને છેલ્લી સલામ કરી ઉગતા રોજની સોહવાસન સહવારને આવકાર દેશે, ખરૂં કેની વહાલી સનોબર ? આહાહાહાહા. એવી સોહવાસન સહવારે તું પોતે ઉતાવલે સોહવાસન બન કે આવા ઉંડી ફીલ-સુફીના ફતવાઓ તારા નાજુક ભેજાંમાં તરેલ પાડતા અટકે!– કમીની આય ખુશનુમા રાત્રીની ખુશખ્વાબી ઇચ્છેછ—(નમે છે)

**સનોબર**—તું ખરૂં કહેછ, વહાલી મસીયાઇ; આય સુખી ગામડાંની નિર્મળ જીંદગીના એકાંતવાસમાં સંસારી માયાનો ખ્યાલ મને કંઇ હમણાજ થવા માંડયોછ, મગર એ ખ્યાલ ઉતાવલો નથી.

**પરવીઝ**—ઉતાવલો નથી તો ઉતાવલનું જોશ તેમાં જરા જમાવવું પડશે, વહાલી. મને ફીકર લાગેછ કે આય ગામડાંની ઠંડી તાઝગીએ તારાં કોમળ હૈડાંને રખે ઠંડુ કરી નાખ્યું હોય!

**સનોબર**—(ખીજવાટથી) પરવીઝ, તું કંઇ આજે ખુબ તાણા જાણીની તાણમાં તુંદ થયલી જણાયછ!

**પરવીંઝ**—(વહાલથી) સવેળાની ખુશ ટકોર કંઇ તાણાજાણી કહેવાય નહિ સનોબર, પણ તારા આય ગમાર ગામડાંના દેશનિકાલમાં હું વધુવાર હવે કેદી થઇ રહેવા માંગતી નથી.

**સનોબર**—ઓહો, બાઇ સાહેબ ! મુંબઇની મોહિનીએ ફરી પોતાની મહોજાળમાં તમને ફસાવેલાં લાગેછ ! તમને એ કેદખાનું લાગતું હોશે, પણ, મને તો આય ધર્તિપરનું બહેસ્તખાનું લાગેછ; શોભનશાભનનાં તમારાં મુંબઇ શહેરખાના કરતાં એ ગામડયન ગમાર વલસાડી ઘેરખાનામાંજ મારી બાકીની જીંદગી ખતમ થશે.

**પરવીઝ**—બહેતર ખુબ! પણ બાકીની જીંદગી એમ ખતમ કરવાનો સબબ ? ના દોસ્ત સગાં સ્નેહિના કુટુંબી અયશની યા સંસાર-સુખની છતી જવાનિએ તલબ ?

[ચંદ્રમાં ધીમે ધીમે ઉપર ચઢેછે.]

**સનોબર**—દોસ્ત ને સગાં સ્નેહિ !! હી-હી-હી-હી, ને સંસાર સુખ ! કેવા મ્હોનું ભરાઇ જાય તેવા બોલ ! એ સઘળાં સુખો વ્હાલી પરવીઝ, કંઇ અંધારામાં ઝીપલાવ્યાથી જડતાં નથી ! ફીલસુફીના ફત્વાથી મારાં ભેજાંમાં તો તું કહેછ તેમ તરેલ પડી નથી, પણ શાયરીના સલોકો, તારાં શહેરી ધુંવાથી ઘેરાયલાં મગજમાં દાખલ થઇ, તુંને ના–સબરને અસંતોષી બનાવેછ. બીચારા બહેલુભઇ ને તેવણના બચાંમાય, સગાંસ્નેહિને શરમાવે તેવી તો આપરી પારબાની કરેછ. એ કુટુંબની સાદી સંગતના હૈયાત સુખમાં, હું તો એટલું સુખ સમજુંછ કે, કોઇ બેમાલુમ સુખમાં યાહોમ ઝીપલાવતાં હું ડરૂંછ ! બહેસ્તી બાવાજીના ગુજરવા પછી કાકાજીની માયા મેહેરબાની કંઇ મારી ઉપર કમ નથી, પણ મારા સુધરેલા મુંબઇવાસી કાકાજી કરતાં એ અસલી ભોલા–ભાલા બહેલુબાવા મને મુરબ્બી બાવાજીની એટલી અસલ નકકલ માલમ પડે છ,–સુખદુખના એવણ એવા એક સાચ્ચા સાથી છે કે—

[દુરથી બહેલુભઇનો સાદ આવે છે.]

**સનોબર**—(ચમકીને) ઓ !–(કાન દઇ ધરતી ·અદામાં સાંભળે છે ) એવણનોજ સાદ ! !

[પરવીઝ કંઇક અણગમાથી દુર થાય છે. બહેલુભાઇ ધ્યાનમાં લલકારતા ગામડયા પોષાકમાં, કાને લાલ રૂમાલ, પગે ચાંચયા પછવાડેથી વાળેલા જોડા, ગજવામાં મોટો 'ફુટ' હાથમાં 'મેઝર તેપ', કાનમાં 'ચૉક પૅન', ગળે દોરીથી બાંધેલી લટકતી 'પૅન્સીલ' સાથ દાખલ થાય છે]

## ૧. લલકારણી

[આજુબાજુ જોતાં સનોબર પર નજર પડે છે]

**બહેલુભઇ**—ઓરે મારી બાપુળી, તું ઇફ્રા ઉભેલી કે? જયમી કે મારી મા? રાત થી ગયલીને !

**સનોબર**—(બહેલુબાનો માયાથી બરડો પસવારતાં તેવણુને બેઠક આપતાં) હા બહેલુબાવા, જમીને હમણાજ જરા બહાર નિકળી બંદગી કરી બીછાને જતી'તી, પણ પરવીઝે વરી પોતાનો પટપટારો શરૂ કરી મારી ઉંઘ ચોરી.

**બહેલુભઇ**—તી વારે તો હું એ પોયરી કરતાં મોટો ચોર થીયેલો કાંયજે લી કરીને જાસતી ખલલ કરી તુંને જાગૃત બનાવેલી.

**સનોબર**—તમે તો બહેલુબાવા મુજ નાદાનને હર-હંમેશ રૂડી રાહે ચાલવાનીજ જાગૃતી બક્ષોછ ને હમણા પણ પરવીઝ સાથની ટપાટપીમાંથી મને બર વખતે તમે જાગૃત કીધી.

**બહેલુભઇ**—વરી હું થીયેલું ? ઇની હેરી હુધરેલી લટાફટથી તારૂં ભેજું ભંભેરતી હોહે,—ઇજ કીની ?

[સનોબર ઓસકાઇને હકારમાં બદન ઢલાવે છે]

આજે જરા મોરૂં થી ગીયેલું તે બંદરપરજ ભાણું મંગાવી જયમી લીઇ નિકયરો કે ચાલ જરા મારી બાપુળીની ખબર લેતો જાવા,—પણુ યે ! ઇમ આંખ પાણી કાંયજે કરતી હોહે ?

**સનોબર**—(આંજુ નુછતાં, અચકાઇને) માયજી બાવાજીની વહી ગયલી માયા મમતાની, તમારો ને બચાંમાયનો આય કીસમનો કાળ-જીમંદ સાહયો, સદા મને યાદ આપેછ.

**બહેલુભઇ**—(ઉડાવીને) અરે હા,-હારી ફેમ દીધેલી. બચઇએ તારે હારૂ આ પત્ર આયપેલો (ઓટીમાંથી પત્ર શોધી કાઢે છે) ને કીધેલું જે આવતા હોરમજ રોજથી ૮ દીવહ જરૂર કરી રહેવું પરહે-આપરા કાલીના વિવાહ નક્કી થીયેલા—

**સનોબર**—એ શું બોલોછ બહેલુબાવા ? હજુર તો જીભરાયો પુરાં ૨૫) ની ભરતીમાં નથી આયો !

**બહેલુભઇ**—યે એકવીહમું બેહી ચુકેલું તો ! આય હરખો વછેરાની પખીન વધી જાહે ને ઇમનો ઇમ પરી રીહે તો વિછણુાઇ જાહે, તે આપરી આંખે તો બા નીંહ જોવાય. હંહારમાં પરી ફરેહતાઇ રિતીએ ચાલવાનો ખરો રહતો ઇજ, મારી

મા. મંભઇથી હનવારનું તુહ આવતું છે તીવારે મારી નજી હાડી-રામહનીની હુભ વધાઇ વાંચતી છે, પણ, જીવારે એ તિહ ને પાંતરીહ વરહના પોયરાને હતાવીહને બતરીહ વરહની પોયરીઓના જોરાં વાંચેની તી વારે હું તો (હાથ જમીનને અડાડી કપાલે અડાડે છે) વિચારજ કરૂં કે પોતાનો અરધો ભવ ઇમ બરબાદ કરવા ખાતર ખોદાના (ગંભીરાઇથી ઉપર જોઇ) ગુનેહગાર થતાં હોહે! યે તમારા ઇવા હુરી હુધારાપર—

**પરવીઝ**—(બાહેર આવી) છેટ છેટ બહેલુભઇ! વરી તમારી એ ગામરયા ગમાર લૉજીકથી મારી સનોબરને સતાવવા માંડી કે?

**બહેલુભઇ**—બહેન મારી-અમારી લોઠાઓની યે લોઠાર ભાહામાં તમારા હુરી હુધરેલા જીક-કહબનું રંગ-રોગાન નીંહ જણાય, તેથી કરી, તારા જેવી હુધરેલીઓને તેમાં હમાયલી ફીલહુફી યે નીંહ હમજ પરે!

**સનોબર**—પણ બહેલુબાવા, એ મારી પરવીઝને તે કાંહ સંસારી જીંદગી અકારી છે? એ તો મને કાકાજીની નોકરીમાં પેલો જવાન ફ્રેદુન બહેરેમંદખાન છે તેની ઉપર, કાકાજીની કુમકપર, મારી જીંદગી નિસાર કરવાને જયાર ત્યાર બજીદ થાયછ કે એનેબી રોજ-પેલુ મુવું શું જો? (યાદ કરી) હા, એન-ઇસ્ટેનપર ફરવા જવાનું મળે.

**બહેલુભઇ**—એ દીકરી, એ ઇહતાન ને તયન ઇહતાન, હઉ જીવારે પઇહાનો દારવાટયો થીઇ તાનાતાન પરે તીવારે માથે હાથ દી કુવા તળાવમાં અંજામ લાવે!—(જાંગપર હાથ ઠોકીને) હઉવે! એ ફ્રેદુનને પયણ મેં કાકાજીની હાથે આપણી તિહના વિવાહનું નોત્રું દીધેલું તીવારે, ખીલો હથોરી જે હોહે તે, જણાઇ આવહે, હમજી મારી મા? (પૅન્સીલ કાનનાં હોલ માંહે ખોસી મેલ સાફ કરે છે. અને તેને પાછી ખાંધેના લાલ રૂમાલથી નુછેછે, પરવીઝ સુંઘાય છે.)

**સનોબર**—(છણકાથી) જાબા, બહેલુબાવા, તમે મને એટલી નબળાં મગજની માનોછ?

**પરવીઝ**—(તણકાથી) એ નબળું ને પોચ્ચું! હું તો જાહરે છેલ્લી મુંબઇ જઇ આવી તાહરે એ ફ્રેદુનને જોતાંજ ખુદાઇ બસારત

થઇ કે સનોબર બહેન જે વખત જાયછ તેમાં મિસિસ ફ્રેદુન બહેરમંદખાન થવી જોઇયે.

**સનોબર**—(ઉશકેરાઇને) કદી નહિ—હરગીઝ નહિ. એક શહેરમાં ઉધરેલા, લટાફટી જવાન સાથ મારો સંસાર કદી સુખી નિવડી શકેજ નહિ ! કાકાજી ગમે એવી જીદ લે તો શું થયું?

[ઘડીયાલમાં ૧૧ નો ટકોરો ઠોકાય છે]

**બહેલુભઈ**—(ચોંકીને) લે ચાલ તો મારી મા, ૧૧ થવા આવેલા. હાએબજી મારી મા (ભેટે છે) હું જાતો છું પરવીઝ. આજનું નોતરૂં ભુલતાં રખે હો ! (હીંડે છે) ચાલ મારા બાપ—દાદગર તારી પનાહ ! અહેરેમન ફના ! હરોઝ ઇજદ તારો આહરો ! (ટચાકડી ફોડે છે).

**સનોબર**—(ઓવરણા લઇ) આવજો આવજો હો, બહેલુબાવા.

[બહેલુભઇ વિંગમાંથી બાહાર પડે છે; સનોબર અને પરવીઝ મકાનની અંદર જાય છે.]

---

# પ્રવેશ ૨ જો.

---

## સ્થળઃ—મુંબઈ

[દેખાવઃ—સમીસાંજ; લાઇટ; સોરાબશાના મકાનનો બૅડ રૂમ; મુસાફરીને લગતો અસબાબ આમતેમ વિખરાઇ પડયો છે; સોરાબશા ટેબલપર મુકેલાં ખુલ્લાં પૉકેટ વૉચ તરફ ટીકતા ડ્રૅસ કરતા ધધુખરમાં પડેલા નજરે પડે છે.]

**સોરાબશા**—ફકત પાંત્રીસ મિનીટ ! દશ મિનીટ તો ખાસ્સી સ્ટેશનપર જતાં જોઇશે ને હજુર તો નથી મારા ડ્રૅસનું ઠેકાણું કે નથી ફ્રેદુનનું ઠેકાણું ? પારસીઓ કહેછ કે વિધ્વાવ્યસ્થા બરી ને પરજ્ઞાતીની બાળ વિધ્વાઓને પણુનાવવા નિકળેછ ! વરી

ગુજરાતીમાં નારી જાતીને વિધ્વા કહેછ તેમ નર જાતીને શું કહેછ ? આખબો નાનાભાઇ રાણીનાનો શબ્દકોષ હું ઢુંડી વર્યો, પણ તેમાંબી એ બોલ જડતો નથી, સમજ પરીની ?–અરે પણ, હું એ શું બકુંછ ? અહીયાં છે કોણ કે સમજે ? બર્યું અમારૂં જીવતર ! અમો નર–વિધ્વાઓની તો ન દાદ કે ન ફરીયાદ ? ડુમીંગ ડુમીંગ (બૅલ ઠોકે છે) ફ્રેદુન શેઠ આયા કે ?

**ડુમીંગ**—સાહેબ, ફ્રેદુન તો નિચેના ઓરડામાં અરધો કલાક થયો બેઠેલા છે. ઉપર આવવા માગતા'તા તે રામાએ કહ્યું કે શેઠ કપડાં પહેરેછ તેથી નહિં આયા.

**સોરાબશા**—રામા રામા, કાંહ મરી ગીયો ?

[રામો ગભરાટમાં આવે છે.]

હુંબી કંઇ બૈરી બૈરી છેવું કે કપરાં પહેરૂંછ તેથી ફ્રેદુનને આવતાં વાર્યો.

**રામો**—અરે શેઠ મિ કુઠે સાંગીતલા ? એ તો રામલાની સાંગતલા હસેલ.

**સોરાબશા**—નખ્ખોદ ગીયા જુઠ્ઠાઓના વનમાંજ હું આવી ફસ્યોછ ! (ફ્રેદુન દાખલ થાય છે) ફ્રેદુન આયો કે ? લાવની રામા, બુટ લાયો કે ?

[રામો સ્લીપર લાવી સોરાબશાની સપાટ કાઢી પગમાં પહેડાવે છે, સોરાબશા બેધ્યાનીથી વાત ચાલુ રાખે છે.]

ફ્રેદુન દીકરા, લે તો જરા આય બદીયાનમાં બટન ભેરવતો. કુંવર જીવતી'તી દીકરા ને મને બધું આઇતું મલતું'તું તાહરે હું તરેહવાર ઘોસારા તે બીચારી પર કરતો'તો, ને તરીયાપાવ પર બે રેજાં રોજ ફેંકતો'તો, સમજ પરીની ? ડુમીંગ, બ્રશ નિખ્યો જરા લાવતો બા, (રામો ઝડપથી કોટ સાફ કરવાનું બ્રશ ને નિખ્યો ડુમીંગને આપે છે; ડુમીંગ તે બ્રશમાં નિખ્યો ખોસી ધાંધલમાં હાજર કરે છે; સોરાબશા બ્રશ માથાપર ફેરવી જોઇને અચકે છે.) અરે ! આય તો કોટ બ્રશ છે, એમાં કાંસકી કોણે ભેરવી ? રામા, એ તારૂં કામ હોશે–!

**રામો**—નાય શેઠ, એ તો ડુમીંગની કેલા હસેલ.

ડુ**મીંગ**—નહિ સાહેબ, એ તો રામલાએ કીધું હોશે–!

**રામલો**—નિંહરે છાએબ, એ તો બપોરના આફીછનો હમાલ ચિઠી મુકવા આવેલો તીને કીધું ઓછે.

**સોરાબશા**—અરે મુવા તમે, મને દેવાનો કરશો, સમજ પરીની? પણ ફ્રેદુન દીકરા, તું બી જબરો ધીરો છે. હજુર બટણ ભેરવી રહયોજ નહિ–બૈરી થતીના બ્લાઉઝના બટન એમજ ભેરવશે કે?

**ફ્રેદુન**—પણ સોરાબશા શેઠ, બધા કાયબ કરક અસ્તરીએ ટાઇટ ટટરબંધ થઇ ગીયાછ!

**સોરાબશા**—ખરૂં છે દીકરા, એ બી ખરૂં છે. એ મારો ગંગાદીન કરક ને નરમ–સમજ પરીની?—એટલે નરમ ને ગરમ, એટલે આઇ મિન—ઠંડી ને ઉની અસ્તરી કરેછ! મનેજ કોઇ અસ્તરી મળતી નથી--અરે, હું શું બકુંછ? પણ આઇ સે, (ઘડયાળ જોઇ) ફકત વિસ મીનીટ, લાવની બદીયાન લાવની–(બદીયાન લઇ પહેરે છે) અરે આય શું? બધાં બટન તો ડાબી બાજુએ ભેરવ્યાંછ–હરવાયો તું! હવે તો જીવ એવો કંટલઇ આયોછ કે જાણે જે પ્હેલ્લી મળે તેની સાથે પણની જાઉં. લાવ રામા, સહવારનાજ મેલાં કપડાંમાં પેલું દોરાના બટનવાલું બદયાન નાંખ્યુંછ તે લઇ આવ; તેજ પહેરી લેતે! હવે વખત કંઇજ રહયો નથી! (રામો લગાર મેલું બદીયાન હાજર કરે છે–સો. તે ઉતાવળમાં પહેરે છે, તે ઉલટું માલમ પડયાથી ખીજવાટમાં કહાડી સવરૂં કરી પાછું પહેરે છે, તે ઉપર ડગલો ઓરવી પાઘડી માથે મુકવા જાય છે, તેટલાં ફ્રેદુન ખોરાયલા બાલ તરફ ધ્યાન ખેંચે છે) દીકરા જરા તુંજ બાલ બ્રશ કર તો. ડુમીંગ આપના સ્લીપર બેડીંગમે બાંધા કયા? (ડુમીંગ સ્લીપર ઢુંડે છે તેટલાં ઘોડાવાલો આવી ગાડી તૈયાર થવાની ખબર આપે છે) નખ્ખોદ ગીયાઓ, સ્લીપર નહિ મળતાં કે? જોવોની, જોવોની, (ફ્રેદુનની નજર સો. ના પગ તરફ જાય છે.)

**ફ્રેદુન**—અરે આય શું—સ્લીપર તો તમારા પગમાંજ છે સોરાબશા શેઠ.

**સોરાબશા**—એ આય રામાનાં કારસ્તાન! હવે એ ના કહી શકવાનોજ નથી–એનેજ મને સ્લીપર પહેરાવ્યાં.

**રામો**—મિ નાય સાહેબ, ડુમીંગની કેલા.

**ડુમીંગ**—મે નહિ સાહેબ, એ રામલાએ કીધું હોશે!

**રામલો**—મે નહિ છેક, એતો ફરેદુન છેઠે કીધું ઓછે.·

**સોરાબશા**—એ હવે બધાએ કીધું! સમજ પરીની–ફ્રેદુન દીકરા, એ તો ઘણે ગુલામે ઘેર સુહનું! પેલી આલમાઇરાની નિચે મારા લેસ શુઝ છે તે જરા લાવતો (ફ્રેદુન હાજર કરે છે) અરે એ તું શું ઉચકી લાયો! એ તો મનસુનને વાસ્તે બાજુ રાખેલાં કરક શુઝ છે, લાવ પણ. એ તો એ (ઘડીયાલ કાઢી) ફકટ પંદર મીનીટ!! (છુટની લેસ ફ્રેદુન બાંધવા જાય છે, તેટલાંમાં તે ટુતી જાય છે. અને ગાંઠ વાલે છે.) ચાલનો દીકરા, ૧૨ મિનીટ રહી! જરા આય કબટને ઇસ્કોત્રીમાં–અરે, આય ઇસ્કોત્રીને કબટમાં બંધ કરતો ને પેલી કુંચીને ખાનુ મારી—આઇ મિન, ખાનાને કુંચાં મારી મને લાવી આપતો, (ફ્રેદુન બજા લાવે છે) જોરે રામલા, રામા તમે બેઉ જણા આજે રાતે ઘેર ના જતા, અહીંયાજ સુજો, કંઇ હાથનું મુકેલું પગે ચાંઉ કરતા ના! ને ડુમીંગ, હું આઉં તાંહસુધી ધીચતો ના—સિધ્ધા ચાલશો તો હું આવશ તાહરે ઇનામ આપશ. ફ્રેદુન દીકરા જરા નીચે જઇને જોઇ આવતો, દારૂની કબટ બંધ છે કે? (ફ્રેદુન અને નોકરો જાય છે.) કુંવર! કુંવર! હવેજ તારી ખરી કદર હું બૂજુંછ! સમજ પરીની? હવે તો જે પહેલ્લી આવે તેની સાથે દાણા પારી જાવું, સમજ પરીની! (ફ્રેદુન આવે છે.)

**ફ્રેદુન**—સોરાબશા શેઠ, આય તો નવી મહોકાન! કાયતાન કુક તો દારૂની કબટ આગળ છાકટો ધુન થઇને પરયોછ! ને ભાણયો ઘોરાવાલો બી લટુજી થઇ ગયોછ! હવે તો ભારેની ગારી સિવાય છુટક નથી.

**સોરાબશા**—(ઘડીયાલ જોઇ) ફકટ આંઠ મીનીટ! ત્રેન મીસ્ડ! કુંવરના ટાઇમમાં કોઇ દાહરે એમ બન્યુંતું નહિં–સમજ પડીની. ચાલ, નિચે જઇને જોતે ને પેલાના હારકાં ઠેકાણે પારતે,–હવેતો દશની ત્રેન સિવાય છુટકો નથી, સનોબર ને બહેલુકાકા વાતે વાત જોશે; કવીક! સૅન્ડ ઍન અરજન્ટ ટૅલીગ્રામ, સમજ પડીની?

[બન્ને જાય છે]

# પ્રવેશ ૩ જો.

## સ્થળઃ—વલસાડ.

[ દેખાવઃ-સનોબરના મકાનનો બગીચો; એક પાળપર હાથ ટેકવી પરવીઝ વિચારવંત ગાતી જણાય છે.]

**૨. ગાયન**

મગજમાં વહેતા વિચારોને અટકાવવાની કોશેશ મિઠયા છે! વિચાર-શકતિના મસ્ત રખશની પિઠપર સવાર થયલું કયું જવાન કોમળ મગજ પોતાની મંજલ તાબડતોડ અટકાવી શકયુંછ કે, પરવીઝ, તું તેમ કરી શકે? ફરરોખ, જાંની ફરરોખ, તારીજ સાથ જો મારી સ્જત સંધાયલી હોય તો આય તારી ડાર્લીંગ તારાં સુખ-દુખમાં ભાગ્યણ થવાને તૈયાર છે. (ખીસામાંથી પત્ર ખેંચી કાઢે છે.)

"તારા વિચારો અને ખ્યાલો એક શહેરી સુંદરી જેવા સુધરેલા અને આગળ વધેલા છે."

આહા-હા-હા-હા! બીચારી ઓલ્યન સનોબરના ઓલ્યાગપાટ વિચારોને આય કેવો ફટકો! મુંબઇ જેવાં ધમધમ કરતાં શહેરમાં રહેવાની લહેઝત ઔરજ છે! વરી ફરરોખ બૅરીસ્ટર પરયો એટલે એ ચહેલ-મહેલ, પારસી સોસાયટીની ઓળખપીછાન માન-મરત-બાનો થોરોજ ભુખો તરસો રહેવાનો છે? મને તો એની ચેમ્બરના 'બ્રાસ બૅાર્ડ'પરના ચકચકતા "Barrister-at-Law" અક્ષરો, એનો દૌર દમામ ને તૌર તુમાખ ગોયા હુબતાવીજ મારેછ! કાંહ સોરાબશાનું કાલું મસોટાં જેવું 'સાઇન બોર્ડ'ને એવણનો અસલી અવતાર, ને કાંહ મારા ફરરોખની અદબ-અદા ને અપ-ટુ-ડેટ છત્તા! ગમે તે પણ ઇંગલન્ડ જઇ આવેલો કેની!

[ફરરોખ અત્રે 'અપ-ટુ-ડેટ' ઇંગ્લીશ ડ્રેસમાં ધાપમા દાખલ થાય છે]

3૮૬૫



**ફ્રરેખ**—અલ્લો ! (પરવીઝ ચોંકે છે) પરવીઝ ડીયર 'આર યુ હિયર' ? કહેજે: **Think of the sweety and the sweety is at your elbow,** અહે–હે–હે–હે (જોરથી શેકહેન્ડ કરે છે)

**પરવીઝ**--આસ્તે, આસ્તે ફ્રરેખ—કોઇ સમજશે જો !

• **ફ્રરેખ**—કોઇ કોણ ? પેલી તારી ગામર્યા ગપાટ--કોણ જો ? અંહ, સનોબર–સનોબર–તે કે ? નામબી એવું મોટું છે કે કોઇ એકદમ મૅડમ ઍદલીના પૅટીની બહેન સમજે.

**પરવીઝ**—ફ્રરેખ તમારી એ તાણાજાણી મને પસંદ નથી જો ? સનોબરના ખ્યાલો ગામર્યા છે પણ, એની વિચારશકિત પુખ્ત પોખાયલી, વહેવારૂ તાલીમ તરબીયતથી તર થયલી છે–ફ્કત ઇંગ્લીશ ઝબાનથી અનજાણ છે. (ફ્રરેખ ખીસાંમાથી સિગાર કાઢી સળગાવવા જાય છે— પરવીઝ ચોંકે છે) ઓ માયરે, ફ્રરેખ, આય શું ફેરતો ! તમેબી એ ધુંકાણું કરોછ શું ? પેલા બહેલુભઇ જોશે તો રન પારશે ! છી ! ! બર્યું મને પોતાનેબી એ પસંદ નથી.

**ફ્રરેખ**—પસંદ નથી ડાર્લીંગ, તો આપરે એક થઇશું તહારે નાપસંદ થશે નહિ—સિગાર વિરૂધ સિગરેટ ટકી શકેજ નહિ ! જયાં stern સિગાર હોય તાંહ gentle સિગરેટ જવીજ જોઇયે ! હવે એ તો મુંબઇમાં તદન 'કોમન' થઇ ગીયુંછ ને કોણની માયે સુંઠ ખાધીછ કે તે અટકાવે ? પણ ડીયર, વરી એમ ફ્ટાંઉ થઇ કે ? એક તો તારા વલસારના આદરજીના હોટેલનો વાસ 'ચૅરી બ્લૉસમ'ના ગમે એવા છંટકાવ છતાં દપટ નુથી પરતો ને મારૂ મગજ ચેરવી નાખે છ, તાહરે જો 'સ્મોક' નહિ કરૂં તો કુવો પુરવો પરે, અહે–હે–હે–હે ! 'બાઇ–ધ–બાઇ, ડીયર, તેં સોરાબશા આગળ આપરાં unionની વાત છેરી કે ! જરા એ બસરઇ બીલારાનો ચોખો ચાંપી જોની ! કમબખત તરેહવાર સાબુ સુકાલ્યાઓ અદરઇ પણની જાયછ ને અહીંજ ઠાગ નહિ લાગતો!

**પરવીઝ**—હા. કાલે તો મારી સનોબરના 'ગૉડ ફ્રાધર' બહેલુબાને તાંહ શેહાદી છે તે ફ્રરેખ ડીયર તમુનેબી હવે તાંહ તશરીફ્ ફ્રમાવવી પરશે, કહેજે 'ગેધરીંગ' સારૂં થશે. સોરાબશા પોતાના થોડાક મુંબઇવાસી 'ફ્રૅન્ડઝ'બી સાથે લાવવાના છે.

**ફરરોખ**—ઓ એમ છે કે? અહુ–હુ–હુ–હુ, તાહરે તો એ બહેલુ ઘોડાને તાંહ આપરેખી બેઠી મારશું–ભલાં કામમાં ઢીલ કેવી? બાખુશીથી! એ પાંચ ઉલ્લુઓની જરા ઘણું વખતે ખબર લેવાની તક મળશે અહુ–હુ–હુ–હુ, પણ ખાવાનું કંઇ બીસમીલ્લાહ જેવું હોશે કે? દેરના ખાધા આદરજીને તાહનું ઘાનશાકનું 'હૅવી' ધમસાન ને મસાલાની ઉબક આવે તેવી કલેજી ખાતાં હવે તો મારાં કલેજાંમાં વરમ આવશે–'હૅમ ઇટ'! ડીયર તાહરેજ ખાતર મને 'તાજ મહાલ'નું 'સ્પ્લેન્ડીડ સ્ટફ' છોરીને આય ગટર ફુડથી મારી 'સ્ટમક' 'સ્ટફ' કરવી પરેંછ! (કીસ લે છે)

**પરવીઝ**—ફરરોખ ફરરોખ, જરા તો મહલાજો રાખો, મુવું કોઇ જોશે તો નામ ધરશે!

**ફરરોખ**—અહુ–હુ–હુ–હુ, stolen kisses are always sweet, dear! જેની ઉપર આપરી ફીદાગીરી તેને 'કીસ' લેવી તેમાં શી ગુનેહગારી? અહુ–હુ–હુ–હુ–અમારા વેલાતમાં તો 'કીસીસ' ઘણી 'કૉમન' છે.

**પરવીઝ**—(નાકપર આંગલી મેળી) ચૂપ ચૂપ!! સનોબર અહીં આવતી જણાય છ.

**ફરરોખ**—(સ્વગત) અરરરરરર, માર્યા ઠાર!! વરી એ એની ઘોડી સઇ ફીલસુફી ચલાવી મારી પરવીઝને બેમગજ બનાવવાની કોશેસ કરશે.

[સનોબર દાખલ થઇ ચોંકે છે; પરવીઝ પાછળ હઠે છે;
ફરરોખ બાજુ થાય છે, અને સિગાર હાથમાં લે છે]

**પરવીઝ**—(અચકીને) વહાલી સનોબર આય–આય મી૦ ફરરોખ ફિરોઝ દાવર, બૅરિસ્ટર–ઍટ–લૉ—એવણુ, એવણુ—મારા હાથના ઉમેદવાર છે, ને મુંબઇથી મારી ખયરઆફીયતે પધારયાછ. ધંધાની રૂએ કાકાજી સોરાબશા એવણુને પિછાનેછ. મને ઉમેદ છે, સનોબર, કે (અચકીને) તુંને મારા ફરરોખની હાજરી આવકારદાયક.—

**સનોબર**—( ગુસ્સાથી ) બસ–બસ, એક બેગાના મરદ સાથે છુપાછુપ મુલાકાત લેતાં તારે શરમાવું જોઇએ પરવીઝ.

**ફરરોખ**—( સ્વગત ) ડેન્જર સિગનલ ! ( હસીને ) બાનુ-બાનુ, સેવકને આય લાંબા વખતની ગામરેની વસેલી પણ શહેરીં સુધારાની શોકીલી પુતલી સાથે અત્યાર અગાઉ મુંબઇની એની છેલ્લી આમદ દરમ્યાન મુલાકાતોતુંં માન મલી ચૂકયુંછ, તેથી આજે કંઇ અમો અન્ત્રલમાંજ મલ્યાં નથી—પણ તમારા રોશન દીદારના દર્શન તો સેવકને—અહું, ઉંહ—આજેંજ થયાંછ. ( હાથ લંબાવી શેકહેન્ડ કરવા જાયછે પણ સનોબર તેના હાથમાંની સિગાર જોઇ કમકમી દુર થાય છે. )

**સનોબર**—એ આય શું ? તોબાહ ! જરથોસ્તી છેઓ કે વટલેલ ? હું એવા અજીથા હાથોને અડકવા સાફ ના પાડુંછ, પારસણ સાથ પણવા નિકલ્યાછ તેનાં કરતાં કોઇ દુબરી દરવંદનો હાથ ધરો ! પરવીઝ, તું શું એ ધુંકાણું કરતા ફાંકરા સાથ પણનીને પાહવરડી બનવા માંગેછ કે ?—

**ફરરોખ**—( સ્વગત ) દરઇન ચેશક !—

**સનોબર**—બરી એવાં ગંધાતાં મહોનાની કોહુલી ગંધ તારેથી કેમ લેવાશે ? કહેજે મુંબઇના પારસીઓ તો શિખી ભણીને સુધરી ગીયાછ,—આવોજ જો તે સુધારો હોય, તો ધુળ પડજો એવા સુધારાપર ! અફસોસ તેઓની અક્કલપર કે એવા કોહેલા કુધારામાં તે લોક સુધરેલો સુધારો માનેછ ! !

**પરવીઝ**—સનોબર ડીયર, શહેરી જીંદગી ગુજારવાનો મારો લાંબી મુદતનો અરમાન મારા ફરરોખ પુરો પાડવાને પુરતા શકિતવાન છે.

**સનોબર**—(અનકાથી) એમ કે ? મુબારક મુબારક તુંને એ તારો અરમાન જે તુંને મિઠી લ્હે લગાડી, મોજશોખની ઐયાસી જીંદગીમાં દુબાડી, અસંતોષ ને અભીમાની, ફીસ્યારી ને ફના-ફાટયાને મેદાને પાડી, પૈસા અને ઇજતની આકેબત બરબાદીમાં તમામ કરશે.

**ફરરોખ**—(સ્વગત) ડીયર મી !

**સનોબર—શહેરી** સુધારાની ઝેરી ધુંઇથી જો તું ઘેરઇ હોય તો, પરવીઝ, તે તારી લેભાગુ ઇંગ્રેજી કેળવણીના પ્રતાપ છે.

ફરરોખ—(સ્વગત) By Jove! There goes!!

**સનોબર**—તુંને અહીં શી ફીસમે કમતી સુખ છે, છોકરી, કે શહેરી શેઠાણી થઇ સુધરેલું સુખ હાંસલ કરવા માંગે છ? તન્દની આસુદગી, મનની સ્વચ્છતા, ખાલેસ નમ્રતા, ને મોતેબર તાબેદારીને છેલ્લી સલામ કરવા ચહાતી હોય તો આય સુખવાસી ગામડાં-પર પિઠ ફેરવજે. ગામડેની સુંદરીઓ જો શહેરી જવાનો સાથ પછાડા મારે તો શું બાપડા ગામડયા જવાનો પાણી ભરે!

ફરરોખ—(નમીને) અલબત, નામવર બાનુ, તેમજ થવું જોઇયે. અભણેલ ઓદાનીઓ એ સિવાય બીજો શું ધંધો કરી શકે?

**સનોબર**—વરી શાનો? ફુંકાણું કરવાનો! તાળું મારો તમારી સુધરેલી જીભલીને, મી૦ ફરરોખ, આવા શુકનો જો તમો મને સંભળાવવા ચહાતા હો તો (આંગળી ટાંકી) માર ઘરની એકાંત ઓસરીએ ચઢશો નહિ. [જાય છે]

ફરરોખ—(તેણીને જતી જોઇને) 'થેંક ગૅાડ,' આખર પતી!—પરવીઝ,-શું આય તારી ગામરેની ગોરીની લતરાજ છે! બાઇ સાહેબે તો બસ ગામરેના ગવરનરની માફક સેવકને પોતાની તાબેદાર પ્રજા ગણી ગામબહાર કહાડયો! ચાલ ડીયર, હવે તારા સેવકને રૂખસદ ચહાવા દે. પેયો અગરગચ્ચો આદરજી સુફરો બીછાવી ઝેરે ઝેર ફાકતો હોશે! કાલે પેલા લોઠાને તહાંના લગનમાં પેટ ભરી જમશું ને મલશું. તેટલાં—

[કાનમાં કંઇ કહેછે 'કીસ' કરી બન્ને છુટાં પડેછે.]

# પ્રવેશ ૪ થો.

## સ્થળઃ—વલસાડ.

---

[દેખાવઃ-બહેલુભઇના મકાનનું એક સાદું દિવાન-
ખાનું. અસલી ફાશીનના કોચો, ખુરશીઓ, ઝુંમરે.
અને મોટી તસ્વીરો. નોકરો ખાંધે તુવાલો મારી ધધુ
ખરમાં પડેલા દિસેછે]

**પાહલી**—–લે, રહતઇ વેક, ઓલી ખુરહી ઇફ્ના ખુણામાં કહાં ખોહી દિધેલી! એ તો ધાંખરાની માનીતી છે. ઓલો ઇનો હાગવાની ટુકરો ભુલી ગીયેલો કે?

**રસ્તઇ**—–(ખુરશી બહાર કહાડી) એ ઓય હરખું મેજરૂં આવી લાગહે ને ધાંખરો હજુન આવી પુગેલો નિંહ. કેહેજે, મંબઇ વહેરથી ચિલીમ ચાલાક પહરેણા આવેલા!

**સોહલો**—–(રસ્તઇના કાનમાં) અરે રાખરે રહતઇ, કેહેજે મંબઇ ગરાઓ હમણા હમણા—–ઓલું હું જો? (યાદ કરી) ચિરૂટ ફુંકતા છે, ચિલમ પિતા છે, ને આપરા દહતુર દાવરો તિની હામે ટુકારો કાહરે નિંહ!

**રસ્તઇ**—–લે! વરી ઇને હત્તારમે કલાકે આય નવી હોધ કીધેલી! બંદો ગીયે બહમન મહીને મંબઇ ગીયેલો તિવારે બંદાએ તો હાંભરેલું કે મંબઇની પોરીઓબી છુપાછુપ ફુંકાણું કરતી છે, હઉવે! ઓલી પેલી યે લોકની મંડળી–ફુંડળી કહે તે હંધી, કહેજે, ગોધરાં ઓધીને હુઇ રિહેલી! યે મંડલીઓનાજ પાણી મુવેલાં ઇમ કહેતા છે. કેહેજે, એક મુઇ તીને દફનાવી–નિંહ–દફનાવી કે બીજી જનમ પામતી છે, ને હંધુ ગરબર ગોટું કરી મેલે, પણ હરવાલો જી ની તે!

**ખટલો**—અરે પણ, પોયરાઓ,—–કાલે મેં મોટાફળ્યાનાં રતનાને કહેતાં હાંભરેલો કે એક બે ફુંકાણું કરતા પોયરાઓ ઓલી હનોબરને તાંહ આવી ચહરેલા. મંબઇના પારહીઓમાં કેહેજે ગરીબઇ બહુ વધી પરેલી તિથી લીઇ કરીને આ ફુંકાણું કહારેલું,–હવે કહેજે રહતે રહતે મંબઇમાં પારહણુ બીરી વેચનારીઓ ને બનાવનારીઓ

ને પારહી હુકકા ચિલમ ભરનારાઓ ઉભાઇ જાહે, ઇટલે, એ મંભઇગરા પારહીઓનો હુધારો, કહે જે, હંપુરણ થાહે.

**પાહુલી**—(ખટલાને ખામોશ કરી) અરે રાખરે! અમોઘો રહે, ઓઘો બહેલુકાકો આવેલો (બહેલુભઇ આવે છે તેવણુને સઘળા અદબથી સલામ કરે છે અને સઘળા એક અવાજે બોલે છે.) હેડ, હંધુ ઠીક કરી રાખેલું. (બહેલુભઇ સઘળે નજર ફેંકી સંતોષનો દમ ખેંચે છે)

**બહેલુભઇ**—આવો હોલીહીટર હાએબ—હોરાબહા હેડ આની કોરે પધારો મુરબ્બી. હનોબર મારી મા, તું આયની કે? (ભેટેછે) પરવીઝ કેમ નીંહ મળે? એ આય (ફ્રેદુન તરફ ફરી) હેડ કોણ?

**સોરાબશા**—મારો હેડ કલાર્ક થાય. હવે જલદીજ આપરે તાંહ સગાઇથી જોરાય એમ છે, સમજ પરીની? (સનોબર અણગમાથી નિસાસો નાખે છે) આય મારા 'ફ્રૅન્ડ' ડા. જહાંબક્ષ જાલનેવાલા—

**બહેલુભઈ**—ઉંહ–હું–હું–હું–હું, હોરાબહા હેડ, એ તમે હમજુ થીઇને મારા વ્યાહવાજનના ઘર મહિં ડાકથરને (જહાંબક્ષને માથાથી પગ સુધી ટીકે છે.) લાવેલા, ઇ મને પહંદ નિંહ. એ તમારા મંભઇના ચિલીમ ચાલાક ડાકથરોને જોતો છું ને મારા પેટ મંહિ હોરમઇ આવતું છે! હઉવે! (જહાંબક્ષને) ભાઇ, ઇફ્ના બેહો.

**જહાંબક્ષ**—નહિ બેસવાની કંઇ જરૂર નથી. હું તો જરા આય તમારો પૅલેસ જોઉંછ (આજુબાજુ દમમાં ફરે છે.) આહા! શું કારીગીરી! વાહ, શું નકસીકામ! (એક મર્દની સબી તરફ આંગલી ટાંકી) એ આય ભગયો હજામ કોણ?

**બહેલુભઈ**—મહોરૂં હમ્ભાલ પોયરા, તુંએ મારો ઉંબર ઓળંગ્યો નિંહ હોતે તો મારે મહોરેથી કંઇ હાંભરતે. એ તો મારા બહેનહીન બાવા થાય. ઇના ચાલતા ચલનમાં તારા જીવા ટીનપાટયાઓ બહુએ ઉભાઇ જતા ઉતા

**જહાંબક્ષ**—ઓ! આઇ બૅગ યોર પારડન!

[ફરરોખ ફાંકડા ઇંગ્લીશ ડ્રેસમાં પરવીઝ સાથ દાખલ થાય છે.]

**પાહલી }**
**રસ્તઇ }** —આવો—આવો હેઠ, આ બેઠુંએ આવો મહેરબાન.

(આગળ ધસી હાથ લાંબા કરે છે.)

**ફરરોખ**—ઉહું હું હું હું હું ! દુર રહે ! દુર રહે બેઅદબ, કેમ એટલો બધો મહોનાની નજદીક આવેછ ? બેવકુફ ખુતારાઓમાં કંઇ રીતભાત જેવું મળેજ નહિં !

**જહાંબક્ષ**—અરે વરી ગામર્યા બોચો પાસે એ કરતાં શું વધારે આશા રાખ્યે !

**સનોબર**—વાહ ? શું બારિસ્ટરસઇ ઇન્સાફ કીધો ! મી૰ ફરરોખ, એ બીચારાઓમાં રિતભાત મળે નહિ તો તમારી તુંદ શહેરી સુધરેલી વાતચીતમાં શું રિતભાત સમાયલી છે ?

**બહેલુભઇ**—હાબાહ મારી બાપુળી !

**પરવીઝ**—કાંય સનોબર, એવણુ જેવા ઇંગ્લંડ જઇ આવેલા એક અપ–ટુ–ડેટ ગ્રહસ્થ રિતભાત બરોબર નહિ જાણે તો બીજું કોણ જાણે ! રસ્તઇ ને પાહલીએ એવણ સાથ જરા સમજીને વર્તવું ઉતું.

**જહાંબક્ષ**—'બ્રાવો' ! !

**ફરરોખ**—'વૅલ ડન' ! !

**સોરાબશા**—મી૰ ફરરોખ, મારી પરવીઝ તો કંઇ તમારી સાથ ખુબ પળોતાઇ ગયલી દીસે છ !

**બહેલુભઈ**—નીંહ કાંય ! હનોબર મા, આ (ફ્રેદુનને બતાવી) ભાઇ હાથ કંઇ વાત કરતી છે નીંહ ? મને તો (કાનોપર હાથ મેળી) હારૂં માણુહ લાગે, હઉવે ! આહતે આહતે ચોકઠું બેહહે.

**સનોબર**—ચોકઠું બેસસે, એટલે ? એ બી કંઇ તમારૂં બારી બારણાનું ચોકઠું બેસારવાનું સમજોછ કે બહેલુબાવા ?

**જહાંબક્ષ**—એ ચોકઠાંનો બેસારતો બામદાદે મરે ! કમબખત આય ખુરશીપર લાકરૂં બેસારેલું છે કે લોખંડ ?

**બહેલુભઈ**—તે ઇને હું થીયેલું જે ? ઇતો મે ખાહ પહંદ કીધેલો હાગવાની ટુકરો છે. દીલપર માંહની જાત નીંહ તેથી લીઇ કરીને ભોકાતું હોહે, હઉવે !

**સોરાબશા**—બહેલુબા તમેબી મારા દોસ્તોને એમ ઉંધાડુ અપ. માન શું કરોછ ?

**બહેલુભઈ**—મને ઘર બેઠાં અપમાન આપે ઇતું કંઇ નીંહ કે હોલીહીટર હેઠ ? તમારાં મંબઇમાં હું ધાંકેલાં અપમાન થાયકે ? તીફા તમે ઇમજ ઇન્હાફ તોલો કે ?

**ફુરરોખ**—(બાજુમાં) કેમ ફ્રેદુન દીકરી, કંઇ તાહરનો સમમ-અકમ થઇને ગગરી રહયોછ ? મને તો કંઇ મહોકાનના ાામજાગરાં ઢીલાં જણાયછ, અહે–હે–હે–હે.

**ફ્રેદુન**—તેમજ છે દોસ્ત, આય મારો શેઠ મને ખાઇ પીઇને પેલી સનોબર સાથ પરણાવવા માંગે છ, પણ એ તો મને તદન નો–કોઠા કરેછ !

**ફુરરોખ**—અરે યાર, ઑફીસના કલાર્કોપરજ બસ દમબાજી કરી જાણી ? એ પોટટીના નાકમાં તો શહેરી અલબેલાઓ વાસ્તે સો ખાંડીની સુગ ભરઇછ. છે તો ગામર્યન પણ મિજાજની કરક મુવેલી છે. મને બી તે દાહરે તાણમાંજ ઘેરમાંથી પાણીચું આપ્યું. હું તો બા 'હોપલેસ તારક' ધારૂંછ– બસ જરા જરામાં લોઠાઓની 'ધ્રીફ' લેછ; હમણાજ જોયું કેની ?

**ફ્રેદુન**—દોસ્ત ફુરરોખ, સનોબરે હમણાં તારી સામે કીધેલા ટીકકા બરહક ઉતા. તેંબી પેલાઓને એકદમ એવાં વિષેશણોથી વધાવી લીધા.........

**ફુરરોખ**—વાહુવા–હવે સમજ પરી ! કેઠી પેલી ઓલીયન ગામરયને તુંને મહોબતની ગોળીથી બેજાન કીધેલો દીસેછ ! નહિ તો તું આય ઉજબખ ઉલ્લુઓની ધ્રીફ નહિ લે. અહે હે હે હે, પણ હું એમ પૂછું કે એવી અભણ પોટટીને પણનીને તું શું પોટલં બાંધવાનો છે ? નહિ ઇંગ્લીશની જાત કે મૅનર્સની ભાત ! સક્કર ગંદેરી જેવો 'ડ્રૅસ'ઔર મિજાજની 'મૅડકૅપ' !

**ફ્રેદુન**—ફરરોખ, ફરરોખ એક અણુજાણી 'લેડી' જેના તું સમાગમમાં આયો નથી, તેને આવી ' ઇનસલટીંગ ' અલગાર બીલકુલ નછાજતી છે.

**ફરરોખ**—બાપરે–!–તારી ટાલકીની આગરી મને તો એ પોટટીએ સદંતર ખીસાંરી મુકેલી લાગેછ! અખારા કરી જા દોસ્ત, પેલો સોરાબશા તાહરનો આપુને ટીકયા કરેછ.

**સોરાબશા**—બેટા ફ્રેદુન, સનોબર સાથ કંઇ વાતચીત નહિ કરતો કે ? એ તો મારી દીકરી જરા શરમાળ છે, સમજ પરીની ? તું કંઇ તેથી અચકાતો ના.

**સનોબર**—પણ કાકાજી એમ જબરદસ્તીથી અમુને વાતમાં ઉતારવાની કંઇ જરૂર ? મી૦ ફ્રેદુન મને તો પોતાની સ્થીતી સમજી શકે ને સામા માણુસના વિચાર પારખી શકે તેવા ચતુર માલમ પડેછ. મારા જેવી અસલી વિચારની ગામર્યન સાથની વાતચીતથી બીનફોકટ એવણુને અપમાન થશે.

**ફ્રેદુન**—નહિ બાનુ સનોબર, તમે ભુલોછ. તમારી કંપનીનો હું આરજુમંદ છું.

**ફરરોખ**—( સ્વગત ) બચ્ચા હમણા તો આર્જુમંદ થા, પછી દર્દમંદ ના થતો ( સ્વગત ગાયછે. )

દિલબર સમઝ કે દિલકુ દિયા ઉસ્કે હાથમે,<br>
દિલકુ લેજા કે ઉસને મેરી—<br>
દિલબરી ન કીઇ

[ જહાંબક્ષ છેલ્લા બોલો અછડતા સમજે છે. ]

**જહાંબક્ષ**—( બાજુમા ) કેમ દોસ્ત તારૂં દિલ ચોરાયું કે ? એ કમબખ્તીનો ઘેરાયલો ચોર કોણ છે ?

**ફરરોખ**—જો ( સનોબર તરફ આંગળી ટાંકી ) પેલી ચોર ને ( ફ્રેદુન તરફ આંગળી ટાંકી ) પેલી ચોરાયલી મતા. The property has been sold with all its appurtenances lungs, liver, heart and brains ! ( હસેછે ).

**જહાંબક્ષ**—ખરેખર ચિત-ચોર ચલ્લી છે હં !

**ફ્રરશેખ**—ઉડાવી જા દોસ્ત, પાસે પાંચ પઇસાનો જીવ છે, સીસામાં ઉતારીને લાલ વાવટો મુકી દેની !

**જહાંબક્ષ**—ધીરે ધીરે-જોઇશું, કદાચ તેમબી બને ! 'સજે શયન' તો ઠીક છે.

**સોરાબશા**—એ પેલા ડાકટરને બૅરિસ્ટર તાંહ શું 'કન્સપીરસી' રચેછ ! મેં આજે એ લોકને અંહી ફુંકાણું કરતા વાર્યાછ તેથી જીવ જતો હોશે, સમજ પરીની.

**પાહુલી** } —(દાખલ થઇ) બહેલુહેઠ—ઓ બહેલુહેઠ, વજીફે
**રસ્તઇ** } જવાનો વખત થીઇ—

(જહાંબક્ષ ને અથડે છે)

**જહાંબક્ષ**—(અછાત મારી) ઉં હ હું હું હું ? ડર્ટી હૅલ બદીયાને સરીયામ ગટરમાંના ધુસ જેવા ગંધાયછ.

**રસ્તઇ**—તો ઇને હું થીયું જે ? ઓલા તમારા (કૉલર દેખાડી) કુતરાના પટા કરતાં તો એ ઘણું હારૂં લાગે !

**ફ્રરશેખ**—(રસ્તઇપર ધસીને) એ હેવાન,-તુંને એવા ચલ્લી ચોર ટીકકા કરવાનો શું 'રાઇટ' છે ? કમબખ્ત, બધો કાચ્ચો એવરો એવરો ગંધાયછ ! (બહેલુભઇને) આઇ સે—બહેલીભગત કાંહથી એવા છાકટ ચાકરો શોધી કહાડયાછ ?

**પાહુલી**—હેઠ જરાતો હલુકથી વાત કરો. ઇમ કુતરાની પખે મોહેરાપર હું આવો ! હલુકાઇનાબી કંઇ પઇહા પરેકે ? અમો મિહ-કીન માણુહ, કોઇ કબી, જીવો મલે ઇવો, હરાબ નોહ કીજીયે તે મોહરૂં ગંધઇ ચોર થીઇયે ને તમારા જીવા હુધરેલા હેઠયા ફુંકાણું કરી મ્હો ગંધાવે ને ભરેંડી ને હમરીનના પીપો ને પીપો પોકળ કરી મેલી હાવકારમાં ખપે—હઉવે !

**રસ્તઇ**—(જહાંબક્ષને) ને હેઠ અમારા હફેદ પોહાકપર કામકાજની કલાહેરમાં ડાઘડુઘ પરવે જરા વાઅહ આવવાની હિગનલ આપે પણ તમારા યે કાલા ઠીકરા હરખાં પોહા કે, હાએબ જાણે, કીટલી હુધરેલી એબો ચુહી લીધી હોહે ! હંધુ તમારા હુધરેલા હેઠયાઓનું વણુઇ જાતું છે ! હઉવે !

**પાહલી**--હઉવે ! બહેલુ હેઠની આજની પાક મિજલહને યેવા ડરેહથી નાપાક કીધેલી તો !

**રસ્તઇ**--હઉવે !

**ફરરોખ**--એ હવે રસ્તો પકરની, પાકને નાપાક કરતો-નહિ તો હમણા (અદા કરી) કુંદીપાક જમી જશે.

[ફ્રેદુન સમજુતી કરાવે છે; પાહલી અને રસ્તઇ પછવાડે જોતા જોતા, કદમ કદમ જાય છે; ફરરોખ ડોળા કકડાવે છે ]

**જહાંબક્ષ**--(લાંબી ફલંગ મારતાં, ફરરોખને બાજુમાં) ઇસ્તફર અલ્લાહ! સિગાર વગર જીવ નિકળી જાયછ જો! પણ-સામ્એથી વરરાજા આવેછ હો ! ભોપ જો અહં !

[કાલી, મોટા ટીલા ને લાંબીલચ ડગલી સાથે દાખલ થાય છે; દાખલ થતાં ફરરોખની અડફટમાં આવે છે. અને માથેની અસલી ફાશીન પાઘડી ઉડી જાય છે, જે જહાંબક્ષ ઉંચકી લઇ સાફ કરવાનાં ઓઠાં હેઠળ ઠોકઠાક કરી પાછી આપે છે]

**ફરરોખ**--(સ્વગત) એ નરતો પરતો મરે ને એની આલ-ઓલાદનું આંઠરૂં થાય !

**કાલી**--બંદો હાથ જોરી માફી ચાહુંછ-!

**ફરરોખ**--કંઇ નહિ,-કંઇ ચિંતા નહિ, પણ હું એમ પૂછું કાવજીબા કે આજના આવા સબકતા દિવસે બી તમે આય "આગલો અસલી ડેગરો" કાંય ઓરવી નિકરયા ? હમણા તો યાર એવી એકકી 'લાઇટ ઍન્ડ ફૅધર' 'ફૅલ્ટ હૅટો નિકરીછ, તે એક ઓરવતા કાંય નહિ ! Why not ?

**જહાંબક્ષ**--અલબત Why not ? નહિં તો પનીરનું માટ-લુંબી શોભશે.

**કાલી**--સાહેબને કહું જે 'હૅટ' તો ગોરાઓ પેહેરે.

**ફરરોખ**--અં, તમે અંગ્રેજીબી સમજોછ કે કાવજીબા ? પણ You don't understand me, હૅટ એટલે ફેંટો--

**કાલી**--હેં, શું ફેંકો ?

**જહાંબક્ષ**— ? (પોતાનું બુટ કાલીના બુટ સાથે અથડાવી) આય બંદર બોટ સુકાનગેપ પેટાવા કીયાં કાસમઅજારમાંથી ઉંચકી લાયા ?

**કાલી**—એ તો......

**બહેલુભઇ**—અરે યે તો અમારી તીફ્રાના હઉથી બાઓહ મોચી રામદીન પાહે મંડાવેલાં. હઉઆ બે રૂપ્યા આપેલા.

**ફ્રરરોખ**—'નૉનસન્સ'! સવા બે રૂપ્યાનું ધાનશાકજ કાંય નહિ જમ્યા ?

**પરવીઝ**—બહેલુબાવા, તમે કંઇ મારા ફ્રરરોખના બોલ્લવાનો ગુસ્સો ના કરતાં હં ! એ તો એવણના વિચારો વેલાતની લાંબા વખતની સફ્રરને લીધે અને બૅરિસ્ટર પરયા એટલે અંગ્રેજોમાં ભેલ્લાવાથી ઘણા સુધરેલા થયા છ.

**ફ્રરરોખ**—Quite so!

**જહાંબક્ષ**—કાવજીબા તમે મારી એક સલ્લાહ માનશો: આય માથાપરના બાલ આટલા કલ્લઇ ના કરાવી નાખો એ કોણ પાસે તમે સફ્રમ સફ્રા કરાવોછ ? હમણાં અમારાં બૉમ્બેમાં તો જેમ બને તેમ મોટાને કરલી હૅર રાખવાની ફ્રૅશન છે; 'ડુ યુ અન્ડરસ્ટૅન્ડ મિ ?'

**કાલી**—જેમ બને તેમ મોટા એટલે શું, સાહેબ ? પોશાગીર લોકો રાખતાતા તેવા ?

**ફ્રેદુન**—(ટકોરમાં) હા–હા, તેવાજ મી૦ કાલી

**ફ્રરરોખ**—(એક બાઇની તસ્વીર તરફ નજર પડતાં) અરે પણ, આય ઘેલી ઘાંચણ કોણ ? ને આય (બીજી તસ્વીર તરફ જોઇ) એની પાસેનો ઓદાની ?—નરો ડુક્કરનો અવતાર છે ! !

**જહાંબક્ષ**—જાણે આફ્રીકન ભૂંડ !

**સનોબર**—(કાલી જવાબ દેવા ચાહે છે તેને અટકાવી) મી૦ ફ્રરરોખ, એઅદબી માફ છે, પણ તમારી દિવાની અદાલતે આવા દિવાના ટીકકા કરવાની છુટ તમુને બક્ષીછ કે ? શું લાગણીનો બધો

દિરયાવ મુંબઇ શહેરમાંજ ભરઇ રહયોછ ને અહીં વલસાર ગામરામાં તેની ઓટ છે ?––આય તસ્વીર તો બેહલુકાકાના બહેસ્તનશીન ધણી-આણીની છે ને ( તસ્વીર જોતાં ) આય બાબા તો ભુચો કાલીબા છે. સાદાંમાદાંને સાહેબજાદાં, એસ્કાં મેસ્કાં ને ઇત્તરનાં હાલ્લાં ! ધમ ધમ્યાં ને મિજાજનાં બોર્યાં, ટીપટાપ્યાં ને સાણુ સુકાલ્યાં !––સમજયા બારિસ્ટર સાહેબ ?

**બહેલુભઈ**––( ધાંધલમાં રૂમાલ ઉરાડી ) લે હવે ચાલહો કે ? મહોરાં–ગમી કરવાનો વખત હંઘો નિકરી ચાયલો, ને ખાહડી પંદર મિલીટ તો આપરે વજીફે જતાં થાહે, યેમ તાહેલાં કર્યા કરહો તો હવાર પરતાં ઠીકાણું લાગવાનું નીંહ (પુકારે છે) કાલી કાલ્યા, ઢોલીઓને બોલાવો.

**સનોબર**––ભઈ કાલી તમારી જાઇ કાંહ છે ?

**બાહેલુંભઇ**––એ આવતી છે.

**જાઈ**––બાવાજી ચાલોની, વજીફે બધાં વારેવાર જોયછ.

**સનોબર**—આવો બહેન જાઇ, ભઇ કાલી (બન્નેને ઉભા રાખી રસ્તઇ સેસ લાવે છે તે ભરે છે) આટલું ગરીબ તરફનું સગનનું છે. ઘણું જીવજો. અખ્ખઇ થઇને રહેજો......

**જહાંબક્ષ**––(બાજુમાં રસ્તઇને ધપ્પો મારી)ને મખ્ખઇ દારમ ખાજો !

**સનોબર**—......ને વડીલોને તાબે રહી ઘણું સુખ જો જો.

**ફરરોખ**––(બાજુમાં ફ્રેદુનને હડસેલો મારતાં,) નહિ તો ઉબ્ભે દાદરે તુટી પરજો. !

[સનોબર ઓવરણા લે છે; કાલી જાઇ પગે પડે છે. સર્વે થોડાંક બઇરાંઓ સહીત "ફતેહ પુકારો દમબદમ"ની રાહ ઉપર નગારાં સાથે વજીફે જવા કુચ કરે છે; ફરરોખ અને જહાંબક્ષ ખામુખા પાછલ પડી ફુંકાણું કરતા ચાલે છે]

# પ્રવેશ ૫ મો.

## સ્થળઃ—વલસાડ.

[દેખાવઃ-સનોબરના મકાનનો એકાદ બે ત્રણ બારણા સાથનો ઓરડો; એક ખુણામાં નહાની-તેની માળ ઉપર ઝળઝળતા હાંડાં, કળસ્યા, ત્રામડી, પાણીનું માટલું જણાય છે; એક 'ટીપોઇ' ઉપર અગરબતી બળે છે; ભીખલો હાંડા કળસ્યા ઇ. "સીઇઇ સીઇઇ" કરતો ધાંધલમાં માંજતો નજરે પડે છે; થોડેવારે સનોબર ઘરઘટુ પોષાકમાં લોબાન ધુપાવતી ઝડપથી દાખલ થાય છે]

**ભીખલો**—દમ નીકળી સાયલો મારા બાપ ! દમ નીકળી સાયલો !! આ ઘર મહી તો કામ, કામ, કામ, જીનું નામ ! ગવંદર છાબના ખટલાનું પયણ એવું કામ તો નીંહ હોય, ને પગાર આપે તો કેલી સાર રૂપરડી !

**સનોબર**—લે ચાલની વેકની તો ભીખલા હજુર પુરૂં કરી રહયોજ નથી કે ? (ધુપદાન બાજુ મેલે છે) ઘોંટઇજ રહયો તો શું ? મુવા એટલા વારમાં તો કંસારાની આખી દુકાનના વાસણે માંજી મંજાઇને સાફ થઇ રહે. (નજર ફેંકી) કચરા પુંજાનુંબી ઠેકાણું નથી. રાતના વરી ટૅં થઇને પર્યો હોશે તે સહવારના આંખના ટોપચાં ઉંઘરે તે કાંહથી ? તું જાણેછ તો ખરો કે મને એવું હેણુ ખાટલા જેવું વસીદું ઘેરબાર પસંદ નથી. ને વરી જો સાફ કહી મુકુંછ કે મુંબઇની પેલી સરંગલી ચિબી ઓની કાની બારીએથી કચરો હોમાવતો ના; પાસેન જીવણાઇ તે દહારે દહવારો કરતાં તા (જોઇને) ભીખલી-ભીખલી કાંહ ગેઇ ? હજુર આવી કેમ નહિ ?

[ભીખલી દાખલ થાય છે. અને બાઇજીને દોડધામમાં પડેલાં જોઈ પાણી વટી ઉંબરો સાફ કરે છે. જે ઉપર સનોબર ચોક પુરેછે, ફ્રેદુન છુપાઇને સઘળું નિહાળે છે.]

અરે તું હરવઇ જાયરે ભીખલા, કળસ્યો ઉજારેછ ઘસેછ ને જાંહ નો તાંહ! જરા ગરીયે થોરોની કે હાથપગ પાધરા ચાલે; અમસું આગ રગરે તાહરે કે? એમ લાવ, મને જોંસ (કળસ્યો લે છે ને રાખ વની માંજેછે) લે જો: પેલા કેહછની કે "મારા હાથપરથી વારી જાઉં ને ખુસ્કી હોય તેની કમોડ કરી ખાઉં," ને તારા જેવો પાળયો હોય તો મુવો "કમોડની ખુસ્કી" કરી નાખે! બર્યા તારા સકાર!! (ચીરડાઇને) ચાલ, નિકળ અહીંથી! તારૂં મહોડું બાર! હરવાયાની આંખમાં તો હજુર મણ મણ ઉંઘ છે.—ભીખલી, તુંબી કરાહ, મોરી બધી વાસણે ભરઇ ગેઇછ; ફરીથી એમ અવારી આવીછ તો તારૂં કીધેલું તું જાણે!

[ભીખલો પાણી નિગારતો "હાટહુસ" કરતો જાય છે. ભીખલી પણ જાય છે.]

યા ખુદા! ગરીબનું નશીબ ગરીબ! બીચારાંઓને ગરીબઇમાં સબડતાં કેટલી આપદા વેઠવી પડતી હોશે! એ લોકનું નવું ભુલકું કીકલો રાતના તોફાન કરતો હોશે. ભીખલો કહેછ કે "છારી રાત હું એ-પોયરાનું ઝોલકું તાણતા કંટાલી ગયલો; દિછના બાપ કરે મજુરી ને રાતના પોયરો કરે છરજોરી!"

[માતલાંપર પાણી ગાળવાનો કટકો નાંખી તે માંહે પાણી નાખેછે; બતીનું ગ્લાસ લઇ તે માંહે કોપરેલ રેડેછે અને કાકરો વણીને સરખો કરી ગ્લાસમાં ભેરવેછે. કામ કરતાં લલકારે છે.]

### ૩. ગાયન.

**ફ્રેદુન**—(જાહેર થઇ) કેમ બાનુ સનોબર કંઇ સહવારથીજ ધંધે લાગી ગીયાંછ?

**સનોબર**— હા ફ્રેદુન, એક ઉગતા રોજની શુભ શરૂઆત ઉદયોગી રીતેજ થવી જોઇયે.

**ફ્રેદુન**—(સ્વગત) આફ્રીન! (જાહેર) પણ સનોબર એજ રીતે કાકાજીએ તે દિવસે કહેલા શુકનોપર શુભ અમલ કરો તો શું આપણે એક સુખી જોડાં તરીકે—

**સનોબર**—તમારીને મારી વચ્ચેની સગાઇ સુખી નિવડી શકેજ નહિ; તમે શહેરી હું ગામડયન.

**ફ્રેદુન**—તેથી શું થયું સનોબર?

**સનોબર**—તેથી એમ કે તમારા ને મારા આચારવિચારો જુદા પડે, તમો મોજશોખના પરસ્તાર, મને તેનો તીરસ્કાર; તમો સુધેરેલી સંગત સાંધનાર, હું બીનસુધરેલી ગામડયન ગમાર; તમને ઇંગ્રેજી ઝબાનનું ગ્નાન હું તેનેથી અગ્નાન!

**ફ્રેદુન**—બસ બસ, સનોબર, દિલગીર છું કે તમો દરેક શહેરી સુધરેલા જવાનને એક નજરે જુવોછ. ઇંગ્રેજી ગ્નાન હાલને તબકકે ઉપ્યોગી છે એ ખરૂં, પણ તમો તે નથી ધરાવતાં તો મને તેની પરવા નથી; લેભાગુ કેળવણીનો હું હિમાયતી નથી, તેથી તો અમારી મુંબઇગરી દુકતીઓના ભેજાં ચસકી ગીયાંછ! સનોબર—બાનુ—હું તમુને હું દિલોજાનથી ચહાવુંછ—

**સનોબર**—એ શું બોલોછ મી૦ ફ્રેદુન? તમો એવી ભૂલ કરશો નહિ. મુંબઇ શહેરમાં મારા કરતાં વધુ લાયક છોકરીઓ તમને હાથ લાગશે, મારી ઉપરથી હાથ ઉઠાવો.

**ફ્રેદુન**—હા ખરી વાત છે. સનોબર, સુધરેલાં રંગીલાં મુંબઇમાં બીજી ઘણી મળેછ પણ કોઇ મિઝાઝી તો બજાજી, કોઇ પાજી તો પાખંડી, કોઇ સંગદેલ તો બરીયેલ, કોઇ ભરથાર વ નોકરનો અંદાઝ એકત્ર આંકનારી, નહિતર ખર્ચાળુ ઇત્તર નજરે પડે છ. મારી પસંદગી તો એક એવી બાનુપર ઉતરીછ કે જે મારી ઉમીદો સરબસર બર લાવેછ.

**સનોબર**—તાહરે તમે તે બાનુ સાથ જલદીથી ગોઠવઇ જાઓ તો બરહક. મને પડતી મુકો.

**ફ્રેદુન**—તે બાનુ તુંજ છે; તુંને પડતી મુકાય એમ નથી; પણ જો તું મને પડતો મુકવા માંગતી હોય તો ઉપાય નથી; તારી પસંદગીનો જો હું મહોતાજ હોવું તો ઇલાજ નથી. બોલ (નજદીક જઇ મીનતજારીથી) સનોબર બોલ

[સોરાબશા બદયાનભર ન્યુસ વાંચતા પસાર થાય છે.]

**સોરાબશા**—(બાજુમાં) કાંય દીકરા ફ્રેદુન, તારી ઉમેદના ઝાડપર આશાના ફળ ઉગેછ કે ?

**ફ્રેદુન**—અફસોસ કે હજી તેની ઉતપન્તી જણાતી નથી સાહેબ.

**સોરાબશા**—કંઇ નહિ બેટા, એ ઝાડમાં પુરતું પાણી સિપવાની ખોટી છે;સમજ પરીની ?

[સામેની 'વિંગ'માંથી જાય છે]

**સનોબર**—હું કબુલ કરૂંછ કે મારા છાપરાં હેઠળ કાકાજીની બોંહસથી હાલ ફરરોખ ને જહાંબક્ષ જેવા બે નાદર નમુનાઓની સંફના તમે દીસતા નથી, પણ–પણ–કદાચને હું ભુલતીબી હોવું. મારા જેવી એકાંતવાસમાં ઉછરેલી એક નાર શહેરી ઠગબાજી ને થાપબાજી ની ફાંસમાં ફસીબી પડતી હોય.—

**ફ્રેદુન**—(સનોબરનો હાથ ઝાલતાં) સનોબર વહાલી સનોબર, વિશ્વાસ સપુરદ કરવો તો તે અખંડ હોવો જોઇયે; બેવીશ્વાસુને પણ તે વિશ્વાસઘાતથી દુર રાખશે ડામાડોળ ખણુખોડયો વિશ્વાસ તેના બક્ષનાર તેમજ તેના ભોગવનારને જેટલો અપમાનભર્યો તેટલો છાલકો છે. બહેતર છે કે એવા વિશ્વાસની આપ લેથી બાઝ રહેવું. સનોબર તારા વિશ્વાસનું મને માન બક્ષી સુખી બનાવ

**સનોબર**—તમારૂં કહેવું વાજબી છે ફ્રેદુન લે–લેવો (અચકે છે) આજથી તમે–તમે મારા વિશ્વાસમાં છેઓ.

**ફ્રેદુન**—(તેણીનો હાથ દાબતાં) ઓ કેવું અહેશાન

[જહાંબક્ષ ઘરઘટુ લેબાસમાં દાખલ થાય છે અને આ દેખાવ જોઇ જળે છે]

**સનોબર**—ચાલો ફ્રેદુન હવે અંદર જઇશું. કાકાજી નાસ્તા માટે ખોટી હોશે.

[બન્ને જાય છે]

**જહાંબક્ષ**—'બાઇ જોવ'! કીસ્તી તો કીનારે આવી પુગી દેખું! ફીકર નહિં. આપરે એ અધવચ્ચે અધ્ધર લાધી જાય તેની તજવીજ રાખશું. આય પોર્યો આવી પરીપેકર પુતલીનો શું આટલી સફાઇ, સહેલ્લાઇ ને સલામતીથી ધોળે દિવસે શિકાર કરી તેનો સરદાર બને! ભેજાનું ભુસું ને પઇસાની બરબાદી કરી હું વિલાયતી ડાકટર થઇ "ધર્મના ધકેલા ઓર અલ્લાકી મુકકી" સરખા ફેજે પહોંચ્યો, ને ફ્રેદુન, ફ્રેદુન (ખીજવાટથી) આહ!—

[ફ્રરોખ ધસારામાં આવે છે ને
જહાંબક્ષને ઓચીંતો જોય છે.]

**ફ્રરોખ**—કેમ બીરાદર, તબ્યત કયસી? ભેજું તો 'સૅન્ટર'માં છેની? સૅન્ટ્રી-ફ્યુગલ પૅાઇન્ટ તપાસી છ કે? તાહરી એ નાજુક ચીજની સલામતી બાબે આજે બબે દિવસ થયા જરા તારા સેવકને ધાસતી છે. હમણાં મેં હયાં કદમબોસી ફરમાવી તાહરેબી તું કંઇ હવા સાથ અફાલઝીક કરતો, તો. શુકનપરવરી માફ કરજે દોસ્ત, પણ તારીજ તનદરોસ્તી ને મન દરોસ્તીની સલામતી એ રીતે શક-મંદ થાય તો તારાં પેશન્ટોના દરદો 'ડાયોગનોઝ' કરી ડફે કરવાનું ડોલ ધાલતાં તું કેટલાં બોકરાંઓને રીબાવી સબડાવીને આટો લશન કરી નાખતો હોશે! કંઇ સિગારનું નખ્ખોદ વધુ તો વાળતો નથી? (તેના મોહડામાની સિગાર કહાડી લઇ પોતાના મહોમાં ખોસે છે.) ખોદા ખેર કરે! તારા એ ચેનચાળાપરથી મને તો પેલી "જવાન જીગરની જાલમ બીમારી" એ તારૂં મસ્તક મધ્ય બીંદુમાંથી ખીસાડી મેલી 'સાઉથ-ઇસ્ટ-કૅારનર' પર ધસાવી મુકેલું લાગેછ!

**પરવીઝ**—(ઉતાવલમાં દાખલ થઇ) ફ્રરોખ, ચાલની તો. અહીં શું ધુન્યા કરેછ! પેલા ફ્રેદુને સનોબરને કોણ જાણે શું અસ્તમ પસ્તમ સમજાવીને સાબુત સિકડી લીધીછ!

**ફ્રરોખ**—શું કહેછ? એ તો જાણે સુરજ પુર્વથી ઉગવાને બદલે પશ્ચિમથી ફાટી નિકળવા જેવું થયું!

**પરવીઝ**—એમજ છે ! ચાલ જલદી કર. આપરી સગાઇને વાસ્તેબી કાકાજીપાસે અંકે કરાવી લઇયે.

**ફરશેખ**—(ખુશાલીથી ટાલી મારી પરવીઝને હડસેલી લઇ જતાં) 'કમ કમ'—'કવીક કવીક'.

[જાયછે, બીજી બાજુથી સનોબર દાખલ થાયછે.]

**સનોબર**—કાકાજીને ફ્રેદુનની ગુસગુસનો તો છેડોજ નહિ આવતો.—કેમ ડાક્ટર, અહિં ઉભા રહીને શું વમાસણ કરોછ ?

**જહાંબક્ષ**—વમાસણ શાનું, બાનુ ? ખુદાને શુક્રગુજારી ગુજારૂંછ કે બ્હેન પરવીઝ મારફતે હમણાજ સાંભળવા પ્રમાણે તમો મી. ફ્રેદુનને તમારો હાથ આપવાને કબુલી ચુકાંછ.

**સનોબર**—(હસીને) હા, આખરે મને મનાવવામાં એ લોકો ફાવ્યાંછ ખરાં, હું પોતે પણ એ એક મોજેજોજ માનુંછ, તમે ખુશી છેવો તે જાણી હું પણ ખુશી છું.

**જહાંબક્ષ**—તમે ખુશી, હું ખુશી, પણ (આસમાન તરફ આંગળી કરી) ખુદા નાખુશી.

**સનોબર**—એ શું બકોછ?

**જહાંબક્ષ**—ચોંકો ના બ્હેન! પણ હું કેહુંછ તે ઉપરથી ચોંકી ચેતો! મને તમારો દુશમન નહિ પણ દોસ્ત સમજજો. ખ્યાલ કરે સનોબર કે તમારી હાલની સુખી જીંદગી જાવેદાન કોણની ઉપર કુરબાન કરવંને તમે કોલ આપ્યોછ? એ ફ્રેદુન કોણ? પચાસ રૂપરડીની ભીખારી કમઇવાલો, પાછલે બારણેના લાગવગથી નોકરીએ ગુસેલો 'યુનીવરસીટી'—ઓ આઇ બૅગ યોર પારડન—'યુનીવરસીટી' એટલે પાઠશાળાની ઉંચ લાયકાત ન ધરાવતો એક ટુંક ભંડોળ્યો! બેશક એ પોર્યાએ તમને 'હીપનોટાઇઝ' કીધાંછ ! માલેતો ઝાર મુંબઇમાં અમારા જેવા ભલભલાઓનો નહિ આશરો તો એ ફ્રેદુનનો શું ચારો! (નજદીક જઇ હળવેથી) એ તો સારૂં છે કે એના બાપ તરફનો કોઇ સગો દર મહીને ચોખ્ખી ૨૨ રૂપરડીની એને મદદ કરેછ ને તારી પાઘરી—મારી ડગલી કરીને એ વરસ વેઠેછ;

(અચકીને હળવેથી) અરે-પણ ખબરદાર! એને કાને એ બીના પરે નહિ! આપુને શું? સૌ સૌનું ભોગવે! બે ચાર કાને નકામી નીંદા જાય ને બીચારો એટલી પારકી મદદનો મહોતાજ થાય! એની કબસ હાલતમાં તો એ હાથ્થીના પગ સમાન ગણાય!—

**સનોબર**--ચુપ રેહો! તમામ ગલત છે! તરકત છે! હું વાકેફ છેઉં કે કાકાજીને તાંહ એ દોઢસો રૂપ્યાનો પગાર પાળેછ. કાકાજી એના સમાગમમાં પુરતી રીતે આયાછ, ને તેવણ એની કેળવણી, ચાલાકી, ટુંક ઉમર છતાં દુરઅંદેશી, લાયકીની હરદમ તારીફ ગાય છ.

**જહાંબક્ષ**--બસ બોલી રહયાં? (કપાળપર ૩ ટકોરા મારી) અરેરે દુન્યા દુન્યા! કેટલી ઠગારી, કેટલી દગાબાજ! કેટલી ઉલટી સુલટી! કેટલી જુઠી સાચ્ચી! બાનુ સનોબર, સાંભળો; તમારા કાકાજી સોરાબશા એક ખોટાં વસીયતમાં હાથ બોળી, આબરૂથી બેઆબરૂ બનવાના તતકાળ તબકકે ઉતા અને ફ્રેદુન તે બાબે માહીતગાર હોવાથી કાકાજીએ તેને તમારી સાથે નેકાથી જોડી આપવાનો કોલ આપી ભેદ ભરમનો પર્દો તાંહજ ઉતાર્યો; વરી એ તમારો ફ્રેદુન, છેલ્લાં ૪ વરસ થયાં 'મૅલન કોલ્યા' બીમારીનો ભોગ થઇ--

**સનોબર**--ઓહ! ઓહ! -ખુદા (મૂર્છાગત થાયછે)

**જહાંબક્ષ**--સાવધ, સાવધ સનોબર (સામે જોઇ) કાકાજી અહીં આવતા જણાયછ, હું રૂખસદ ચાહુંછ.

[જાય છે. સનોબર લગાર સાવધ થાય છે.
સોરાબશા દાખલ થાય છે]

**સોરાબશા**--દીકરી સનોબર, ફ્રેદુન તો ખુશાલીનો માર્યો આપરી વારીમાં પુલનો ગજરો તુરો તઇયાર કરવા દોડયો છ, સમજ પરીની! કાય દીકરી, વરી તારા મિજાજની 'ટેમ્પરેચર' ચહરી કેમ ગઇછ?

**પરવીઝ**--(દાખલ થઇ) વહાલી સનોબર, આજની સોહવાસન સહવારની ખુશબખ્ત યાદમાં આય અદના ભેટ સ્વીકાર. (એક નૅકલેસ પેહરાવવાની પેરવી કરેછે; સનોબર તે ઝુંટવીને ફેંકી દેછે)

**ફ્રેદુન**--(દાખલ થઇ) રસનોબ ડીયર લે (ફુલનો ગજરો તુરો નજર કરેછ જેને તોરતાર કરી સનોબર ફેંકી દેછે)

**સનોબર**--આગ લગાડો એ 'નૅકલેસ'ને, જહાનમમાં નાંખો તમારા તુરાને ! હું ભોલવઇછ--ઠગઇછ--મને લુટીછ; મને ભમાવી છ, મને ફસાવીછ.

**સોરાબશા**--સનોબર, સનોબર, વરી તેં તારી સુધ્ધી ગુમ કીધીછ.

**સનોબર**--તમારી એવી ધાક ધમકીથી હું ડરતી નથી-તમારી સખ્તાઇને હું તાબે થતી નથી.

**ફ્રેદુન**--કંઇ તો સમજાવ, શા કાજે આવતાં સુખને બેધડક ઠોકરે મારવાનો, એ ઠરાવ ? યાદ કર--યાદ કર, સનોબર, કે તેં સપુરદ કરેલા પવિત્ર વિશ્વાસનો એ એક અપવિત્ર વિશ્વાસઘાત છે; કાચ્ચા કાનની એ ખરાબી, આકળા સ્વભાવની એ પાયમાલી છે !

**સનોબર**--દુર થાઓ--મારી ઝુંપડીમાંથી ડફે થાઓ: વિશ્વાસની આ દુન્યાજ નથી: ધુતારાઓથી, પાપીઓથી, :હિચકારાઓથી, દગાખોરોથી, ઉભરાઇ જતી આ દુન્યામાં વિશ્વાસ કદી હકુમત ભોગવી શકે નહિ. એવાં પાપી ધામમાં વસેલો વિશ્વાસ ખુદ પોતાથી બેવિશ્વાસ બને છે.

**ફરરોખ**--(ધસી આવી) લે તો 'ડીયરએસ્ટ ડાર્લીંગ' પરવીઝ, આય કમતરીન તરફની-(વીંટી રજુ કરે છે અને આસપાસનો દેખાવ જોતાં, એકદમ વધુ બોલતો અટકે છે)

**સનોબર**--ચાલો અહીં મને એકલી મરવા દેઓ, મને કોઇની શિખ શિખામણની જરૂર નથી; કોઇની સાહયતા યા સમજાવતની અગત્ય નથી; (ઉશકેરાઇને) જાઓ-જાઓ- (આંગલી ટાંકે છે) નાબુદ થાઓ:-

[બેહોશ થઇ પરવીઝના હાથમાં તુટી પડે છે; ફ્રેદુન અફસોસ કરે છે; ફરરોખ રૂમાલ વડે તેણીને હવા આપે છે; સોરાબશા વિચારવંત ટીકે છે- મ્યુઝીક]

## 'ટાબ્લો.'

# પ્રવેશ ૬, ઠો.

## સ્થળઃ-વલસાડ.

[દેખાવઃ-સનોબરના મકાનના બગીચાનો એક ભાગ. જહાંબક્ષ ઉંઘાડે માથે ખોરાયલા બાલે, ઉંડા વિચારમાં, મ્હોમાં સિગાર સાથે બેધ્યાનીથી બેકરારીથી આમતેમ ફરતો દીસે છે.]

### ૪. અબીયાત

**જહાંબક્ષ**--(કપાળ કુટી) જહાંબક્ષ-જહાંબક્ષ-વાહ, કેવું સુંદર નામ ! ! નામ ને કામ સદા હાથસે હાથ મેળવે છે, પણ શું સેવકના કામ સેવકના નામ જેવાંજ છે? જહાંબક્ષ-એટલે "દુન્યાનો બક્ષેલો"-(વિચારીને) દુન્યાનો બક્ષેલો ? ખુદાતાલાનો કાં નહિ ? છટ, ખચ્ચીત નહિ !-ખુદાના બક્ષેલાઓને તો "ખુદાબક્ષ" કહેછ, નહિ વારૂ ?-yes yes, ખુદાબક્ષ કહેછ. મારા જેવા ફરેસ્તાઓને ખુદાએ તો બક્ષેલા હોયજ નહિ !-જહાંબક્ષ નહિ; ખુદાબક્ષ નહિ; તાહરે બાકી રહયું સયતાનબક્ષ ! Exactly એજ નામ સેવકની હાલની ભેજાંની તાપમાં દરોબસ્ત બંધ બેસેછ !-સયતાનબક્ષ ! આહ ! (હાથ મસલે છે) !-બચ્ચા જહાંબક્ષ, હવેથી તું શું પોતાને સયતાન બક્ષ તરીકે નહિ ઓળખાવે ! શેહાદી આબાદી જોવાની મકસદથી લાંબી લાંબી ફલંગે આય વલસાર બરબાદ-અરે, વલસાર-આબાદમાં તું આયો તાહરે તારી નેમ કંઇ કાંદાની પાત્રી ટળે ઢંકાયલી નહિ ઉતી; કેવી નાદર નેમો ! ખાસ્સો મહીનો દહારો માંગનારાઓને ઠાપ ! પારકે પઇસે પેટ-પુંજા ! ને વલસારાઓની તનદરોસ્તીના ભોગે તેઓના ખીસાંપર કાપ ! બચ્ચા સયતાનબક્ષ--તે વખતે તારી મમઇ-બપઇબી જાણુતી'તી કે આય ચસકેલ કાલીના લગન ખાતાં ખાતાં તું પોતેજ આય ગોરી નાગનનાં નાજ નખરાંથી ચસકી જશે ! (હાંફે છે) તું તો સદા 'અપ-ટુ-ડેટ ગર્લઝો' ની પછવારે ભમતો'તો-( રાગ કહાડી) English,

pure English–you know! પણ તાહરે,–આય ગામર્ચન હુરી સાથે, અય સયતાનબક્ષ, તું શું ખરેખર પ્યારમાં છે? આજે જો તુંને એ મંજુર કરે તો કાલે તું શું એની સાથે ચાર ચોખા છંટાવી દે?—લગનમાં લગન ને સગનમાં સગનનો હંએરો શું હાંસલ કરે?—એ પોટ્ટીના પઇસાપર તો તારો સહેતાનકર્તા તુંને દોરવતો નહિ હોય? તું. શું એને મુંબઇ ઘસડી જવાની હિંમત કરશે?—(વિચારીને) નહિ નહિ, એ શયતાન નથી, એ તો પ્યાર છે! દોજખવાસીઓ શું પ્યાર કરતા નથી?—જેમ બહેસ્તની હુરીઓ તેમ દોજખની દોજખીઓ કાં નહિ? પ્યાર મતલબી, પણ પ્યાર તો ખરોજ!! Old or young, pretty or ugly, rich or poor કોઇનેબી પૂછશો કે ભાઇ રે, બ્હેન રે, સૌથી વ્હાલી, મિટ્ઠી ચિજ દુન્યામાં શું? તો કહેશે: મતલબ, મતલબ ને મતલબ!! તાહરે મહોબતમાં મતલબ કાં નહિ સમાય? કહે હવે, ઓ સયતાનબક્ષ, કે તું સયતાનનોજ બક્ષેલો હોય તો તેજ સયતાને લોભ લાલચની જાળમાં તુંને જીકડવા એક દોજખી દુકતીને પરીસુરત સનોબરના સાહયામાં તારી હઝુર ધરી કાં નહિ હોય? (સાંમેથી ભીખલાને આવતો જોઇ ચોંકે છે, અને વધુ ઉશકેરાય છે) આહ! એ તો પેલી પોરીનોજ લાલ્યો આવતો જણાયછ. સયતાનેજ એને મારી મદદે રવાના કીધો હોશે! અય મારા સયતાન, તારી પનાહ!

[ભીખલો દાખલ થઇ ફસડાઇ પડે છે.]

**ભીખલો**—અરે ડાક્ટર, મરવા પરેલો! (પેટ દાબે છે) હઉવે! મારો બાપો કરા જરા ચાલતો મારી છાઠ (પગે પડે છે અને હાય અફ્સોસ કરે છે) ફુંકાણું બાજુ મેલ! એતો રોજનુંજ હોવેલું!

**જહાંબક્ષ**—(ઉશકેરાયલો ઝનુનથી) અય આદમ તું શું બે ખબર છે કે હું સયતાનનો સાથી છેઉં? જાણતો નથી તું કે આય સયતાન આબાદ છે! માલમ નથી તને કે દર્દી ડક્ગીરીમાં, દોજખી ડાકટરો દોજખી દવા વાપરેછ ને તે દવા–પીનાર પર સયતાનયત સદા ગાલેબ આવેછ?

[ભીખલો ઉઠે છે અને જહાંબક્ષ સામે ડોલા ફાડી જુવે છે]

**ભીખલો**--(બાજુમાં) ઓઇરે મારા બાપ! શું ડાક્ટરોબી દિવાના થતા ઓછે? તંબાકુ બદલ યે ઝેર તો નિંહ ફુંકતો હોય? ડાક્ટરો તો દેવાનાઓને છાજા કરે,-દેવાનો ડાક્ટર તો મેં બાપ જનમમાં છાંભરેલો નિહં, બાપના છમ, હઉવે! (નાહસવાની કોશેશ કરે છે અને જહાંબક્ષ જોરથી ગળું પકડી હાથ દાબવાથી કલવાઇ બરાડ પાડે છે) બાપરે! મારી લાયખોરે! ખુન! ખુન!! છપાઇ! છપાઇ! પોલીછ! (જહાંબક્ષ તેનું મહોં દાબે છે, ભીખલો હાંફે છે.)

**જહાંબક્ષ**--અરે ભીખલા, તું ગભરાયછ શાનો? એતો જરા મેં સાંજના ગેહ વધારે સારી'તી--

**ભીખલો**—ઘેહ છારેલી? કોણી? આજે દછતુરજીએ કોઇની પાયદછ તો નિંહ પોકરાવેલી-

**જહાંબક્ષ**--અરે નહિરે, તું સમજ્યો નહિ (કાનમાં) એ તો મેં જરા છાંટો વધારે લીધેલો, સમજ્યો? (ભીખલાને છાતી પસવારી છુટો કરે છે અને હસે છે.)

**ભીખલો**—અરે ભલા મનીખ, તિવારે પ્હેલ્લાંથી બોંછી દેઓની, પણ સાલો, વેકો (રડે છે) મરવા છુટેલોરે મારા બાપ! મરવા છુટેલો!

**જહાંબક્ષ**—કોણ મરવા સુતુછ? બકશે કેની?

**ભીખલો**--કોણ વરી? છનોબરના ઘર મહી ઉતરેલો ને હજી તો પુસે કે કોણ વરી? છનોબરનો લાલો ભીખલો (આંગળીપર ગણેછ) તેની વહુ ભીખલી ને તેનો પોયરો ફીકલો! એ તો છારૂં થીયું છનોબરના બાપે મને નાનપણમાં નિછારે બેછારેલો, નિંહ તો તુંને છમજાવતાં મારા મસ્તકનું દહી થીઇ જાતે!

**જહાંબક્ષ**—(વિક્રાળપણે હસી) પણ વારૂં ભીખલા, ફીકલાને શું છે? એને બી કંઇ સયતાને તો નથી ઘેરયો? તું તો સયતાન આબાદની હદની બ્હાર રહેછ નહિ?

**ભીખલો**—(સ્વગત) એ છેતાન છેતાન શું બકતો સે? દારમાં છેતાન, દાધીમાં છેતાન, ખીસરીમાં છેતાન! (જાહેર) એ પોયરાને શું થયલું પૂસે? છાંજે ભીખલી ઘેર આવેલી તારે પોહ-

રેલો—પસી જગારેલો, જાયગો ને ધાવેલો—ધાવેલો ને છુટેલો તે છવાર છુધી,-ભીખલીના જીવ આપા, છુઇ રિહુલો ! ( ગણીને ) છવારના જાગીને ધાયવો ને ધાયવીને વરી પોહરેલો, ઇમ કરતાં કાલની રાત થીએલી; રાતના જાગેલો તિવારે કલવાયલો, કલવાઇને ચિચવાયલો, ને ચિચવાઇને રડેલો.

**જહાંબક્ષ**—પણુ ભીખલા, ફીકલો ગેઇ રાતના સીક થયો ને તું આગલી રાતથી વાત શું ચલાવેછ ? જે તે જલદી બોલી દે; તુંને ખબર નથી, કે મને 'સ્મોક' કરવાની યે ફુરસદ નથી.

**ભીખલો**—મેં ફીધેલું: ભીખલી, પોયરાને તો આંકરી થીએલી, પણુ એ ડાકણુ કહુ જે ભુખો થીએલો. મેં કહુલી આંકરી ને એ કરે છછણી, એમ પિખાઇ પરેલાં તિવારે પાછેના રામલાએ આવી છુજ પારેલું કે, પિત્યારે તાહરેજ તાંહ ડાછ્ટર સે ને તું ભુયલો કેમ, તિવોજ હું દોડતો ઇફા આવેલો (રડે છે.)

**જહાંબક્ષ**—(સ્વગત) આહા ! દોડતો નહિં પણુ સયતાનનો ઘેરેલો ! બચ્ચા સયતાનબક્ષ, તું ફીકલાને સાજો કરવામાં મદદ કરે તો શું આય કમીનો ભીખલો તારી યાર બાજીમાં તુંને યારી આપવાને બંધાયલો નથી ? શું સયતાનનોજ એ કાસદ નથી ? (જાહેર) ભીખલા ચાલ, હું તારી સાથ આવવા તઇયાર છેઉં, પણુ, હું તારા પોરયાને સાજો કરૂં તો બદલામાં તું મને શું આપશે ?-ગભરા ના, મને કંઇ પઇસા જોઇતા નથી, પઇસા તો મારી પાસે પુરતા છે. (તેના હાથમાં બે ગીની મુકે છે, ભીખલો ચમકે છે, હાથમાં ખખડાવી મલકાય છે.)

**ભીખલો**--અરે બોલોની છાબ, એવી તે છું મોટી વાત સે, ઇફાની કોઇ વલછારી પોરી છાઠ કારજ છાંધવાનું ઓછે તો આ ભીખલાને ને પેલી વીલરને કાંહ ઓળખ નિંહ ? ઇ કારજવાલી તો "ફ્રશ નમમંર"ની સે, ઇની મારફતે તો, આ તમારા છેવકે છેંકડો કારજ છાંધેલાં ને વછતારાં વછાવેલાં--હઉવે !

**જહાંબક્ષ**--(તેનું ગળુ દાબી) આસ્તે બોલ અહેમક, કોઇ સાંભરશે તો ફજેતીના પારાવાર કરશે. ચાલ-તારે ઘેર ચાલ, જતાં જતાં તુંને ખુલાસો કરૂં.

[બન્ને જાય છે.]

# પ્રવેશ ૭ મો.

## સ્થળઃ—વલસાડ

[દેખાવઃ-ભીખલાનું રહેઠાણુઃ રાતનો અમલ, તાડીનાં એકાદ બે ઘર્યાંઃ તુફાન ગાજવીજઃ બહાર કુતરાં ભસે છેઃ ભીખલી કીકલાની ઝોળકડીને હિંચકો તાણે છેઃ એક ભાંગેલી ખુરશીપર ડૉક્ટરનો 'બૅગ' અને 'સ્ટેથોસ્કોપ': દવાની શીશીઃ એક ખીલાપર ભાગેલી મહો જોવાની આરસીઃ એક ખાટલીઃ એક ઓરણુપર સારી ચોલી સુકાતી નાખેલીઃ ગોખલામાં કોપરેલની બતીઃ ભીખલો (ભીંગાયલે કપડે) સનો-બર સાથ દાખલ થાય છે, તેણીના કપડાં ભીગાયલાં છે. ભીખલાની બગલમાં ભીંગાયલી ટીપાટી છત્રી, સનોબરના દીલમાં બહુજ સાદો પોષાક, પગમાં વારનીશની સપાટઃ જહાંબક્ષ તેઓને આવતાં જોઇ 'બૅગ' અને 'સ્ટેથોસ્કોપ' જમીનપર મુકી અણદીઠ ઉભો રહે છે]

**ભીખલી**—(રડાપીટ કરી) બાઇ પોયરો નિંહ થાતો સેરે, નિંહ થાતો સે ! ઓ કીકલા રે–કીકલા ! તારા બાપલાના જીવ લીઇને જીવરે જીવ, ભીખલાને તારી ઉપરથી ઓવારી લાખુંરે ! માને તારી પડખે ચાલતી કરરે !

**સનોબર**—(તેણીનો બરડો પસવારી) ધીરીપર ભીખલી; ગભરા નાઃ જોઉં મને તપાસવા દે (બાળકને તપાસે છે ને હસે છે) અરે હરવઇરે તું, તું તો હંમેશની એવી તાતી વિખીજ રહી ગેઇ: નાહકનો ગભરાટ કીધો. ફક્ત એનું પેટ હાંફરી આવેલું છે. લાવ, જરા સગડીમાં આતશ લાવ (ભીખલી આતશ લાવે છે) એમ આવ ભીખલા, જરા પાન આપ (ભીખલો પાનની થેલીમાંથી કાઢી આપે છે.)

જા, જલદી જરા એરંડયુ લાવ (ભીખલો શોધખોલ કરે છે અને ન મળવાથી ભીખલી હાંફળી ફાંફળી લાવી આપે છે) કંઇ ચીંદરૂં છે કે ભીખલી ? (ભીખલી કંઇ ચીંદરૂં શોધી આપે છે જે મેલું હોવાથી સનોબર સુધાઇને ફેંકી દે છે, પોતાનો રૂમાલ ફાડી પાટો બનાવે છે. અને એરંડયું ગરમ કરી પાન ઉપર ચોપડી ઝોલકડીમાંના બાળકના પેટ ઉપર મુકે છે) જોં, આય એના પેટપર પાન મુકીને પાટો બાંધુછ તે જો—કોઇ દહારે કામનું જ છે. (આંગળીપર એરંડયું લઇ) આય એરંડયાની આંગલી મેં એને ચતારીછ, સહવારના એને જોલાબ લાગે તો રોખરૂં મચાવતી ના.

[ભીખલો જહાંબક્ષ સાથે બાજુમાં "ધુસધુસ" કરે છે.]

લે ચાલ હવે હું જાઉછ (તેણીના હાથમાં પૈસા સેરવી) એનું જોઇતું કરતું મંગાવજે. ભીખલો કાંહ કહરાયો ?—

**ભીખલી**--ઓ હું મરી જાંઉ રે મારી બાઇ ઉપરથી (ઓવરણા લે છે) ગરીબની દાદ ઇમજ લેતી રહે મારી મા.

**સનોબર**--ને જો, બુચો સારો થાય તાંહસુધી કંઇ ખાટી તારી-બારી પિતી ના; આય બધી મહેરૂકાન તેનીજ છે; ભીખલા,— (જહાંબક્ષ ખુંખાર મારી જાહેર થાય છે) જહાંબક્ષ તમે અહીંયા ?-

**જહાંબક્ષ**--જહાંબક્ષ પુછોછ, બાનુ સનોબર ? હા,–સેવક સયતાનુબક્ષ-અરે ! જહાંબક્ષ ખુદ પોતેજ છે; (બેધયાનપણે) સહેતાન સરફરાજે જેમ તમારાં તેમ મારાં પગલાં અજાયબ સંજોગે અહીં દોરવ્યાંછ. આહા-હા-હા-હા, કેવો દિલખુશ સંજોગ ! ! ખુદાતાલાનો હાથ તો એમાં હોયજ નહિ;-તેમ હોય તો પછી આય ગાજવીજ, તુફાન, વાદલ, વરસાદ એકાએક ફાટી નિકળવાનો સબબ શું ? સનોબર-તું તમે-શું એમ ધારોછ કે, હું તુંને-આય-આય-તુફાનમાં એકલી ઘેર જવા દેવશ ? શું મારી સોબત તુંને એટલી અકારી છે ? સયતાનમાં નહિ, તો તેના બક્ષેલામાં તુંને શું વિશ્વાસ નથી ?--

**સનોબર**--મી૦ જહાંબક્ષ, સાહેબ-તમે ભુલી જાવોછ કે તમે કોણુ સાથ આવી છુટથી વાત કરોછ? એક ખુદાઇ ધંધાના તમે

ધોરી થઇ, એક બીમાર બાળકની સારવાર માટે અહીં આવી, તેની સારવારીની અઇન ફરજ ભુલી જઇ, અકકલથી કમ-અકકલ થઇ, મારાંજ છાપરાં હેઠળ રહી, મારી સાથે આવી બેઅદબીથી વર્તોછ ? તમારી વધઇદક કેળવણી જો આવાજ ડાકટરો પેદા કરતી હોય તો ધુળ પડજો એવી કેળવણીપર ! ! ! ( ભીખલા તરફ ફરી ગુસ્સાથી ) ભીખલા—એકદમ ચાલ, મને અહીંથી રસ્તો કરી આપ, મારી છત્રી કાંહ છે ? આય શેઠની હાજરી વિશે તેં મને ચેતાવી તો નાહિ ? એવણુને તેં અહીં બોલાવ્યા તાહરે મારૂં શું કામ હતું ? શું એવણુ તાહરા ફીકલાને જોઇ તપાસીને દવા આપવાને પુરતા નથી ?

**ભીખલો**—(ભારે ગભરાટમાં) બાઇ છાએબ છ છ છ છ લીઇ કરી ડ ડ ડ ડાછટર ઇફા આવેલા તિની મને તો ફામ નિંહ,—ત–ત–ત–ત તમારા છમ ! રાન ભીખલી, તુંએ એ બધો ગોટાલો કીધેલો ! તેં છંખણીએ મને ચેતાવેલું નિહ ! (જહાંબક્ષને કાનમાં) યે એમ શું કરતોસે, માથું ખીછી ગયલું કે ?

**ભીખલી**—(ભીખલાના આંગપર ધસી) મુવા પિટયા, તારી માય માછીને ગળે પરતો સે ! રાન તારી માય થતી પયણ એવીજ જુઠી ! તારો બાપ તો મુવો તારાજ જીવો સાકટો ધુન મુવેલો ! મે તો તુંને આ મારી ગાય જેવી બાઇને બોલાવી લાયવા મોકયલો ને તિની અગાઉ તો આ મુવો ડાછટર અહીં આવી સહરેલો ! તેં નિંહ તો તારા બાપે ઇને ભછતામાંથી મોકલેલો ? (એકમેકના આંગપર ધસે છે, જહાંબક્ષ તેઓને છુટા પાડે છે. અને સનોબરના માર્ગમાં આડો ઉભો રહે છે.)

**જહાંબક્ષ**—નહિ જવાશે, સનોબર.

**સનોબર**—એકદમ હઠો, મી. જહાંબક્ષ, મને અટકાવવાની તમને શું સત્તા છે ? (હાંફે છે)

**જહાંબક્ષ**—સનોબર તું ભુલેછ કે હું જહાંબક્ષ નથી; એક વખતનો મુંબઇગરો જહાંબક્ષ તારાં છાપરાં ટળે વસી તારા નેણુ

નેજારા ને નાઝો અદાથી મહોબતની આગમાં જળતો સયતાનબક્ષ થયોછ ! સયતાન જેમ મારો તેમ તારો નિગેહબાન છે, સપાટાબંધ તેં મને જહાંબક્ષ-માંથી સયતાનબક્ષમાં ફેરવી નાખ્યોછ તો તું પોતે (ઝનુનથી) સયતાનનીજ પેદાયશ કાંય નહિ હોય ! આય દિલમાં સપોવાયલા સયતાનને તેં છેડયોછ તો હવે તે સયતાનની સંગત તુંને સાંધવીજ પરશે. (સનોબર પાછળ હઠે છે; ચોંકે છે) તારા જેવી એક વલસારી પોટ્ટીના પ્યારમાં પછ-ડાઇ પડવાનો મને (સનોબર ભીખલીને પડખે જાય છે,–ભીખલી જહાંબક્ષ સામે ધસવા જાય છે ભીખલો અટકાવે છે) આ હા–હા–હા ! સનોબર, આય તારી ભીંજાયલી સારી, તડઓળ બદયાંન, સુફેદ માથાબાના ને રોગાનની સપાટમાં મુંબઇગરી શહેરી–સુધરેલી ચાઇ–ચાઇઓ કરતાં એવા વિજળીક ચમતકારથી તું મારૂં મસતક વીંધેછ કે હું પોતે ગાફેલ્યતમાં ગુમલાઉંછ કે એ અસર દોજખી છે, યા બહેસ્તી છે ? પાક છે, યા નાપાક છે ? માણુસઇ છે, યા અહેવાનયતી છે ? સયતાનયતી છે, યા ફીરેસ્તાઇ છે ? (સનોબર ભીખલીની મદદથી જવા કરે છે જહાંબક્ષ અટકાવે છે) અરે છોકરી, એક કૉમન કલાર્ક તુંને શું અયશ અશરતથી સુખી કરશે ? મારા જેવો એક પ્રોફેશનલ મૅન શું તુંને હઝાર દરજ્જે વધુ સુખી કરી......

**સનોબર**––(પસ્તાઇને) ફ્રેદુન ફ્રેદુન ! તમારા બોલ હૈયે વાગેછ વિશ્વાસ–એ–વિશ્વાસ–વીશ્વાસ–એ–વી–શ્વાસ–વિ–(ઝનુનથી) હડ એ અદબ, તારા જેવા એકસો તો શું પણ એક હજાર માખમાર ડાક-ટરો ફ્રેદુનના પાંઉની ખાક ચુમવાને લાયક નથી.

**ભીખલી**—અરે મુવા બાયલા, ઇછકી–ટાઇટ ડરેછ ઓરવી બાઇ માણુછને છતાવતાં લજવાતો નથી? ડાછટરી છોરીને હાથે ચુર્યાં કેમ નથી પહેરતો ?

**ફ્રેદુન**—(અંદરથી) ભીખલી–ભીખલી–બાઇ અહીયાં છે કે ?

**સનોબર**––ફ્રેદુન ફ્રેદુન તમે કાંહ છેઓ !––

[ બેહેલુભાઇ ભીગાયલે અવતારે તંબુ જેવી ભીંગેલી છત્રી લઇ ફ્રેદુન સંગાત ધસી આવે છે, સનોબર ફ્રેદુનના હાથમાં પડી હાંફે છે, બહેલુભાઇ

છત્રી ઉઘાડીને સુકાવા મુકે છે અને સ્વગત ભીખલાથી ખુલાસો ચાહે છે; જહાંબક્ષ નાહસે છે. હાથમાં ધરેલો 'સ્ટેથોસ્કોપ' પડી જાય છે, 'બૅગ' ઉડી જાય છે, જેની ઠોકકડ લાગે છે, પોતે તે ઉપાડી લે છે; 'સ્ટેથોસ્કોપ' ભીખલી ઉંચકી લઇ અણુગમાથી બાજુએ ફેંકી દે છે] મ્યુઝીક

## 'ટાબ્લો' !

## અંક ૧ લો તમામ

**વરસ ૪/નો અન્તર.**

---

# અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

## સ્થળઃ—મુંબઇ.

---

(નોટઃ—હવે પછીના ૨ જા અંકના દેખાવોમાં સનોબરે અને પરવીજે માથાબાંધના વગર રજુ થવું.)

[દેખાવઃ—આરસ્તા 'ટોઇલેટ રૂમ'; ડ્રેસીસ, આમતેમ વિખરાઇ પડયા છે; સનોબર ઠઠારાબંધ બદનમાં પહેરેલાં બ્લાઉઝના બટન 'પ્રીટ' કરતાં આરસીના એક તખ્તા ગમ નજર કરી હાવ-ભાવથી વાત કરતી જણાય છે.]

**સનોબર**—જોવો ભગવાન, આય 'ટ્રીમીંગનુ' ઠેકાણું નથી! આય લેસપીસ તદન કાસમબજારૂ છે! આય 'યોક' ઉપર ચહરી ગીયોછ!—પટો અંદરથી સિકરઇ ગીયોછ!—ને 'વ્હેલબોન્સ'—

**ભગવાન**—બાઇ સાહેબને--

**સનોબર**--બસ, ટકટક નહિ. મેં-તમુને ખરી ખંખારીને કહયું'તું કે 'સ્લીવ્ઝ' આટલી બધી લબરતી ના કરતા;-હમણાની ફૅશન પરમાણે ઉપરથી ટંગ ને નિચેથી ઝુલતી કરજો, તેપર તમે ધ્યાન આપ્યું નથી. ('બ્લાઉઝ' આમ તેમ સરખું કરી જોય છે.)

**ભગવાન**--બાઇ સાહેબ, તમે મારૂં—

**સનોબર**--('ફુટ સ્કુલ' પર પગ ઠોકી) 'હૅંગ ઇટ'! આય 'કૉલર'ને આટલો બધો 'હાઇ-પીચ' પર લઇ જવા મેં ના નહિ કહયું તું? ત્શુ! (મનસે) આવતી કાલની પાર્ટીમાં મારો 'મૅપીન વેબ' વાલો મોંઘો ડાટ 'નેકલેસ' તદન અંદર ઘુસી જશે; 'પરટીકયુલરલી' હું તેનું 'હૅંગીંગ' 'રૂબી' પેલી ડાલાસની દીનનું ગેરવવા ખાસ ઝુલતું દેખારવા માંગતીતી તેની પર પાણી ફરશે, (પછવાડે ફરીને) સાંભળ્યું કે?

**ભગવાન**--જી હા બાઇ, પણ રૂ. ૪૨ માં તે એ કરતાં વધારે શું થઇ શકે? એ તો તમને રાત દિવસના ઘરાક જાણી અડકે પઇસે અધરૂં કામ કર્યે છીયે.

**સનોબર**--આય 'બ્લાઉઝ' હું કબુલ રાખી શકતી નથી, ને કાલની પાર્ટીના 'ડ્રૅસનું પ્રોગ્રામ' 'સ્પોઇલ' થયુંછ તેની નુકસાની બદલ આય બ્લાઉઝનું બીલ 'ફોરફીટ' થશે.

**ભગવાન**—બાઇ સાહેબને મારી અરજ છે કે પેહલાં સઘળાં બટનો ભેરવી જુવો ને પછી કંઇ કસુર લાગે—

**સનોબર**--'વૅરીગુડ'! (પુકારે છે) માર્યન—માર્યન

**માર્યન**--(અંદરથી) જી, જી, આવી બાઇજી (દાખલ થાય છે)

**સનોબર**—આય 'બટન્સ' જલદી ભેરવ.

[માર્યન બટન ભેરવવાની કોશેશ કરે છે; 'બ્લાઉઝ' ઘણું ટંગ હોવાથી માથાઝીક કરવી પડે છે. મ્યુઝીક ઉપરના. ૪-૫ બટનો ભેરવે છે]

ચલાવ જલદી,-Quick!

[માર્યન વધુ કોશેશથી ૨-૩ બટનો વધુ ભેરવે છે:]

Go on ! (પગ થોકી) go on !!

**માર્યન**--બાઇ 'બ્લાઉઝ' ઘોણો ટાઇટ સે; બીજા બૉટનો નોહી આવસે.

[એક બટન વધુ ભેરવે છે.]

**ભગવાન**--બાઇજી, 'બ્લાઉઝ' તો મેં તમારા કહેવા પ્રમાણે 'ફીટ' સિવેલું છે, તેથી વધુ 'ટાઇટ' નથી કર્યું

**સનોબર**—હા, હું જાણુંછ! (માર્યનને) ભેરવ જલદી! 'ફીટ' નહિ તો કંઇ પખાલ જેવું ઢીલું સિવવાનું કે? ચલાવ જલદી માર્યન, સ્ટુપીડ.

[માર્યન ખેંચતાણ કરી સઘળાં બટનો ભેરવે છે-મ્યુઝીક]

ચાલ જા તારૂં કામ કર.

[માર્યન જાય છે મસાલ દાખલ થાય છે]

**મસાલ**--બાઇજી, ફ્રેદુન શેટની સલામ ધારલી.

**સનોબર**--બરાં એવુન દે (સ્વગત) 'વૉટ એ ન્યુસન્સ !'

[ફ્રેદુન દાખલ થાય છે]

**ફ્રેદુન**—એ શું ગરબર છે, સનોબર? (દરજીને જોઇ) એ આય કોણ? તારા ડ્રેસીંગ રૂમમાં એને કેમ દાખલ કીધો?

**સનોબર**--એતો દરજી છે રે ફ્રેદુન, તમે બી શું ભાંગરા વાટોછ! કાલની પાર્ટીને વાસ્તે એવણ આય 'બ્લાઉઝ' સિવી લાયાછ તે બીલકુલ બરોબર નથી, તેથી હું એવણ પાસે 'ડેમેજીસ' માંગુછ.

**ફ્રેદુન**--હા, એ બ્લાઉઝ બીલકુલ બેઅકલી છે. ગરીબો બીચારાં ઠીંગડ ઠાંગડ કરી ઠીક-ઠાપ કરેછ અને તવંગરો બીનજરૂરી ઠીંગડ ઠાંગડથી, છતે પૈસે, અકકલહીણ અવતારને આધીન થાયછ!

**સનોબર**--પણ એ થોરૂંજ ફાટુંતુટું છે! It is brand new!

**ફ્રેદુન**--એ ફાટું તુટું નથી પણ એની ઉપરના આય ટેભા-ટાભા, ઝાલર ઝુલર ને ઝુમ્ખાં-ફુમટાં 'મિનીંગલૅસ,' ખીસાં ખાલી કરાવનારાં છે.

**ભગવાન**--શેઠ સાહેબ, બાઇજી અમસ્થાં મારી ઉપર રિસે ભરાય છે, આ 'બ્લાઉઝ' એવણુના બદનને તદન અનુસરતું છે.

**ફ્રેદુન**--ઠીક, હું તમને બાનુઓ વિષે ચુનોચરા કરવા કહેતો નથી. કાલે તમારા પઇસા મારી પાસેથી ચુકવી લઇ જજો. આ ઓરડામાં ફરીથી કદમ મેલતા નહી.

**ભગવાન**--હે ભગવાન! (જાય છે; સનોબર એક 'રીક્લાઇનીંગ ચૅરમાં' આલેટાય છે. માર્યન તેણીને બુટ પેહરાવી લેસ બાંધે છે.

**સનોબર**--તમેબી શું કોતક પારોછ જો ફ્રેદુન-દરજીઓ વારકુટ તપાસીને 'ફીટ' નહી કરે તો બીજું કોણુ કરે?

**ફ્રેદુન**--સૌ તેની રિતેભાતે થવું જોઇએ.

**સનોબર**--પણુ ફ્રેદુન ડીયર, આય 'બ્લાઉઝ' કાલની પાર્ટીમાં પહેરવા લાયક છે કેની? તમુને ગમશે કેની? ગમે તેવું છે પણુ જોવોની કેવો 'પરફેકટ' 'ફીટ' છે.!

**ફ્રેદુન**--ખરેખર, સનોબર, છતી આંખે તું જોઇ શકતી નથી કે (કમ્મર તરફ આંગળી કરી) આવી સિકડાંમણુ તારા બદનના નાજુક સાંચાકામને ચાલતું અટકાવવા સરજાયલી છે; તારી કોમળ કાયાની નખ્ખોદી, પાચનશકિતની ખાનાખરાબી ને તનદરૂસ્તીની તંગદસ્તીનો એ સરંજામ છે. પતલી કમ્મર ને પેન્ટનો ધખારો પેલી ડાલાસની દીતુએ તારાં ઉછાછલાં મગજમાં પેવશ કરી 'ફૅશન'ને ખરાબે તુંને અઠડાવી મારીછ, તેમાંથી બહાર નિકળવાને તારી સમજશકિત નો ઉપ્યોગ કર.

[ગુસ્સામાં જાય છે; સનોબર તેને જતો ટીકે છે]

**સનોબર**--એ તો એવણુનું હમેશનું પિજણુ રહી ગીયું! સુધરેલા, શોભીતા 'ડ્રૅસ'ને નામે એવણુને બસ પેટમાં "બુક" પકરી આવેછ; ને મન જાણુશે મુંબઇમાં વસ્યાછ! (એક નાના

ચકચકીટ 'બૉક્ષ' પર નજર પડે છે) હા ખરા, સારી યાદ આવી પેલો રોઝ ટીન્ટ મિક્ષ કરવાનો છે—

[બે ચાર ' કલર પેન્ટસ ' કાઢી માર્બલ પ્લેટપર મિક્ષ કરેછે–મ્યુઝીક–પાઉડર વિગેરેનો જમેલો કરે છે; નાની પીંછી વટી ગાલ વચમાંથી 'પેન્ટ' કરે છે.]

## 'ટાબ્લો.'

---

# પ્રવેશ ૨ જો.

---

## સ્થળઃ—મુંબઈ.

---

[દેખાવઃ–સનોબરના મકાનનું કુશાદે બાવરચીખાનું,–તેને લગતી સઘળી સામગ્રી, ભીખલો " સાહેબના બટલર " ના 'ડ્રેસ'માં ખાંધે તુવાલ નાખી માર્યન સાથ વાત કરતો દેખાય છે. ]

**ભીખલો**—કેમ માર્યન છાબ, બાઇછાબ ઉઠેલાં કે અજુન પહુારેલાંજ ? આ નાછતો બધો ઠંડો ગાર પરી સાયલો ને! પેલો કાયતાન ઓય છરબો બજારમાંથી આવી જીવ કહારી લાખછે !

**માર્યન**—તું સું ઘેલો થાયોસ ! બાઇને તું સું કંઇ તારી ભીખલી સોમજેસ કે, પ) વાગામાં ઉઠીને દરવા જાય ? જોની, આપરે તાનો ધારો તો તું જાણેસ કીની ? બાઇ–શેટ જોમ્યાં, જોમતાં જોમતાં મોરાયાં, મોરાઇને રૂસાયાં, બાઇ કહુંજે પેલી 'ગીટી'માં નાટક જોવા જઇએ—બાઇની "હા" ને શેઠની "ના". બાઇ તો પેલો ( આગળ-પાછળ જોઇ ભીખલાના કાનમાં ) લાલ લાલ રોંગ લોગારેલોની તે અમારા ગોવાના ' બ્રાંકો ' જેવાં લાલ થઇ ગેયલાં !

**ભીખલો**—(હસીને માર્યનને ટાલી આપી) હઉવે !

**માર્યન**—તારૂં પેલું ગામ કીયું જો ?—

**ભીખલો**—વલછાર.

**માર્યન**—હં-હા-વોલસાર ! તાંહ તારી બાઇ કેટલે વાગે ઉઠતી'તી ?

**ભીખલો**—તાંહ તો લીઇ કરીને પાંસ વાગતામાં ઉઠે-મંભઇના-તિકા કંઇ અમે તમારો છટાંદર ટેમ જાણ્યે નિંહ ! એ છત્યાનાછ ગીયું છટાંદર મારે મહોરે સહરતાં છ મહીના થીયેલા, છેવક છટાંદર બોલે ને છેવકની મિછીછ છછુંદર બોલે, હું બોલુ આમ ને તે કહે તામ, પસી વરી માટીડા મનીખનો મિજાજ કંઇ હાથમાં રિહે ? લીઇ કરીને છભાવ ઉકરી આવેલો તે (અદા કરી) એ છલાપ (માર્યન બીહે છે) જુરી કહારેલી, તે દિવછથી એ દાકણે મારી છામે થવાની ટેવ છોરેલી, હઉવે ! આપરા છેઠ બી એ અછતરો બાઇ છાબપર લીઇ કરીને અજમાવે કીની તો છ મિલીત મહીતિને છુધારી લાખે-હઉવે ! તારા છમ માર્યન ! (તેણીની ગાંટીપર હાથ મેલવા જાય છે, અને ગેલથી ગાય છે)

## ૫. ગાયન.

**માર્યન**—એમ ઘેલાં સું કહારેસ ભીખલા ? પેલો મારો કાયતાન આવી જસે તો સું સોમજસે ? વરી તેં કોંઇ બાઇની દારૂની કોબટમાં ગાબરૂં પારયુંસ કે ?

**ભીખલો**—પણ તારા છમ, હું તો ભુલીજ ગયલો; છનોબર ગોરી મધમ જીવી સે ને એ છીંદુર છું કરવા ગાલપર લગારતી ઓછે ? છીંદુર તો છછતું સે પણ ભીખલી જો કંઇ ઇવાં ઘેલાં કહારેની તો (અદા કરી) સિરી લાખું ! સિરી !! (માર્યન બીહેછે) છારૂં સે કે ઇ તો કોયલા છરખી સે તે ઇને લીઇ કરીને એ સાર છલાપ ખેંસી કાહરીયે તો લાલ યે થાય નિંહ ને ભગવાન યે જાણે નિંહ. વલછારમાં તો એ છનોબર પાંસ વાગતામાં ઉઠે ને અમે નિંહ ઉઠયે તો અમારો જીવ લીયે, (ગણે છે) ઝારૂ ઝટકો કરાવે, "સોક" પુરાવે, મોરી સોતરા

કરાવે, હાંડા કળછયા માજી માજીને ધછાવે ને લીધ કરીને ધવું દિવા જીવું ઘર રાખે કે મારી ભીખલીની તો ફીક્રીજ ફાતી જાતી'તી–ને હવે તો–ઓધરે મારા પિતયાના બાપલા! રાત:રાતના ઉજાગરા કરતી સે ને ધના મહો ઉપરની લાલી ગુમ થાતી સે તેથી યે છીંદુર લગારતી સે, ધમાં કછુર કોણો? (ગણે છે) તારો, ભીખલીનો–મારો–છેઠનો કે છેઠાણીનો, હું?–યે ધના કરમનો! કાલે પેલો મારો ભગલો બહામણ આવછે–નાહ્લા ફીકલાની જનમોત્રી લીધને તિવારે તિને પુછા. એ મારો વહાલો બહુ છયાણો સે. પધછો પરખાવીયો કે સોખખું પરખાવી દે!–પણ માર્યન છાબ, યે રાતે પેલું રૂછણું થીયેલું ને બાધ છાબ એખલાં "ગીટી" માં ગીયેલાં, નિંહ વારૂ? વલછાર ઉતી તિવારે તો છવારના દછ વાગે જવાનું હોય તો ભીખલો!–બાર વાગતે જવાનું હોય તો ભીખલી!–એક વાગતે જવાનું હોયતો પરોછણ ગોરાણી! બે વાગતે જવાનું હોય તો ભાણયો ઘોરાવાલો–ને જવાનું તે ફીફા! લીધ કરીને મોટાં ફળયામાંથી નિકરી, પેલી છાંકરી ગોળ ગલી પછાર કરી ને પારછીવારમાં! હવે તો કોછના કોછ જાવું હોય તો પેલી 'મોટર'માં. પેલો ટોપછ—તારી જાતવાલો–ધને છું કહે? "છોપર" કહે?–તિની છાઠે જાય. નિંહ તો પેલાં હાથે છપેટ,–પારછી લોકના ખાંધ્યાઓ બાંધે તિવા કંધ પાટાઓ બાંધી એછકી બગી હાંકતી જાય! બાપલા મારા! એ વલછારની છનોબર કે મંભધની કછુમ્બર! પયણ, માર્યન છાબ, એ છંધું રાતનું રૂછણું પેલાં છછરીનાં વાછકુટ—

**માર્યન**—'બ્લાઉઝ,'–ભીખલા—

**ભીખલો**—હઉવે! તિની ઉપરથી જાગેલું. એ 'બલાઉછ' "બલાઉછ" અમે નિંહ જાણયે! એ "બલાઉછે" તો મારા પગની પનોતી ઉતારી લાખેલી! છપ્પન વખત વાલકેછરથી ભગવાનને તિફા છીપી ચાલમાં ને તિફાથી પાસો વાલકેછર બંગલે! ભગવાન જાણે કે ધમ કરતાં હું છીખ્યો ને છીધ્યો તિને તાંહજ કેમ નિંહ પહોંસી ગયલો! ભીખલી તો મારી ફોક મેલતે–બાધ થતીનું છું જાવાનું ઉતું?. યે તો બે પધછા આપીને સુટી જાતે! તારા છમ (તેણીની ગાંટીપર હાથ મેળે છે) માર્યન છાબ યે આટલું

છરખું "બલ્લાઉછ" ભગવાનને તિફ્રા લીઇ જતાં ૪ વખત (આસપાસ જોઇને તેણીના કાનમાં) મેં લીઇ કરીને મારા આ (બતાવે છે) સુંદર બદનપર "ટરાઇ" કીધેલું!--ભીખલીએ આવીને મુવા ઘેલા કરી પસવારેથી (અદા કરી) સાપટ (માર્યન બીહુ છે) જાહરેલી ને હું છમકી સુધ્ધીમાં આવેલો, નિંહ તો, એ તારાં "બલાઉછ" નો છદાનો કાંટો કહારી લાખતે! માર્યન છાબ- અરે!--કાયતન છાબ-અરે!--આયા છાબ,--(અટકીને માથું ખુજાવી) યે ભીખલા આજે તુંને સું થીયેલું?-વલછારનો ‘લાલો મંભઇ આવીને (પોતાનો ડ્રેસ જોઇ) જાંગલો થીયેલો ખરો, પયણ ભેજુંતો કોઇ કોઇ વાર જાતું સે તિનું કેમ? તિવારે, કાયતાન છાબ, અરે! આયા છાબ—આપરી બાઇ વલછારમાં જે વખતે છવારના ઉઠતી ઉતી તી તેમપર હવે એ બીસાને જાય તિવારે યે બસારી દછ વાગતા અગાઉ કેમ ઉઠે! મંભઇ આવી મારૂં ભેજું ગીયેલું ને ઇનો છભાવ ગીયેલો—એની "સાલ" બદલાયલી, તરછ સિમાયલી, સહુરે ફેરવાયલો, ને છંધ્ધુ છટાંતું ઉધું થીયેલું,--પયણ એ માતીની બાઇયર—અરે! બાઇયરનો માતી—નિંહ રે! છોકરીનો છોકરો નિંહ થીઇ ગીયેલી તેથી આય ભીખલો અજબ થતો સે! (થોભીને) છાબાછ, ભીખલા! વિસાર સુજયો! કાલે ભગલો કીકલાની જનમોત્રી લાવછે, તે ઇનોબી ભેદ ભરમ પરખાવી જછે! (માર્યન તરફ વાંકો વળી પીઠ કરીને) લેવો માર્યન છાબ, કાયતાન ઇફ્રા નથી તિટલાં જરા છેવકનો બરડો થોકી લેવો! ભીખલી ટાંકો ધરી નિંહ કરતી સે, નિંહ તો છેવક તો, ઇ તમારા કાયતાનને કે દિવછનો પછાર કરી, ભીખલીની જગ્યા પુરી લાખતે હઉવે! (માર્યનનો હાથ પકડવા જાય છે તેટલાં કાયતાન જમીનમાં બજાર અને બગલમાં સોટી લઇને વ્હીસલ કરતો બહારથી ધસી આવે છે, અને ભીખલાને જમીનપર પટકે છે. ભીખલો માફ માંગતો ઉભો થાય છે, બજાર સઘળું વેરાઇ જાય છે; માર્યન હસે છે; ભીખલો બજાર એકત્ર કરે છે; કાયતાન ભીખલાને કાંદા પટેટા છુટા મારે છે.)

**કાયતાન**—(માર્યનને ગોઆનીઝ બોલીમાં) કીંરે બાઇ ઉઠ- લીગો? ચાઓ ઠંડ પોરતેલી.

**માર્યન**—(ગોઆનીઝ બોલીમાં) ખાઆય! નીઝલોલીજ આહ!—સારે-દા વાજુન ઉઠતેલી.

**ભીખલો**—કાયતાન છાબ, હું તો લીઇ કરીને જરા માર્યન છાબ છાઠ ગેલ કરતો'તો—માર્યન છાબ મને પુછતાં ઉતાં કે છેઠાણીનું "બલાઉછ" ભગવાનને તાંહ ઇફા ને તિફા ફરી ફરી કેટલીવાર હું લીઇ ગીયેલો ? તમારા છમ (કાયતાનની ગાંટીપર હાથ મેલવા જાય છે. કાયતાન છટકાવે છે) ઇછાબ તો નિંહ છીકેલો પયણ કમમાં-કમ (મનસે આંગળીપર ગણી) છપ્પન ફેરી ઓછે ! માર્યન છાબ કાંહ અંબુજાણાં સે ? (ગણીને) વિછ વાર ઓલી લેછ મુકવા; વિછ થીયા ? (સ્વગત) ભીખલા દીકરા, ભુલતો રખે નિંહ તો બાપદાદાની આબરૂ જવાનો વખત આવેલો (જાહેર) પાંસ ફેરી ઓલા પટા-પટી ઢીલા કરવા. વિછ,-વિછપર પાંસ—કેટલા થીએલા ? (સ્વગત) ગણરે મારા બાપ ! (ગણે છે) આય વિછપર એક એકવીછ—આય કાયતાન છાબ પર બે-અરે ! એકવીછ પર એક બાવીછ,-આય માર્યન છાબપર તયણ-છટ ! બાવીછ ને બે છત્તાવીછ-કીટલા થીયેલા કાયતાન છાબ ? પચીછ થીયેલાની ?-

**કાયતાન**—ઍ, છીઇ ! મેલો-ગેલો-કુડલો ! ચોવીસ ઝાલે-

[સનોબર દાખલ થાય છે.]

**સનોબર**—(સ્વગત) તાહરનુ ધાંટું તોરીને મરી ગેઇ તાહરેજ મે ધાર્યું કે રાંધણીમાં વરી ફારસ ચાલતો હોશે ! (રાંધણીના અસબાબમાં છુપાઇને સાંભળે છે)

**ભીખલો**—કાયતાન છાબ તમે મારી છનોબર કહેતી સે તીમ 'રાઇટ' સેવો-યે ચોવીછ નિંહ પણ પચીછ થીયેલા—અરે ! પચીછ નિંહ પણ વિછ થીયેલા (માંથુ ધવડી) ભીખલા ભીખલા, તારા કરમનો ધરતો મરે ! ભગવાનનેબી છું કહું ! માણછની બીલ્લછ જીટલી (કાયતાન માર્યન સાથ ગેલથી ગુસગુસ કરે છે) ગોખલીમાં કેહું કુતરાંનુ ભેજુ ઘાલી દિધેલું-પયણ, માર્યન છાબ (માર્યન ચોંકે છે.) તમારો છેવક છું કહેતો ઉતો ! તમારા (તેણીની ગાંટીપર હાથ મેળવા જાય છે, કાયતાન ગુસ્સાથી તે છટકાવે છે) છમ, જરા યાદ આપોની (યાદ કરીને) વિછવાર લેછને વાછતે,-કાયતાન છાબ (કાયતાન ગેલ કરતો ચોંકે છે ને છરો ઉગામે છે) જરા બજારની છાતે-છાતે એ ઇછાબ છલીટપર ગણુતા આવો—મારો બાપ કરૂં—બપાવો-અરે !

છાડ્ડુ-નિંહરે! છછરા કરૂં-(કાયતાન 'સ્લેટ' લે છે અને ગોસ છુંદવાનું ઢીમરૂં ઘસડી બેસે છે) બાર ફેરી લુછ બાંયને 'ટાઇટ' કરવા,-છ ફેરી પેલું આગળ (અદા કરી) છછુંદર જીવું,-(માર્યનને) માર્યન છાબ, ઇચ્છુકુ કયા બોલતા?

**માર્યન**—'ઘેંઘર',-ભીખલા.

**ભીખલો**—ખરૂં ખરૂં,-ઘેવર! ઘેવર!! તિને ઉપછાવા બાર ફેરી!-કાયતાન છાબ ભીખલીને તમારી પરથી ઓવારી લાખું તે જરા ગણુતા જજો (કાયતાન 'સ્લેટ' પર ગણે છે) ને હવે (હળવેથી) ફીકયો મોટો થીયેલો તિની ઉપર કંઇ ગોછ તરકારીની મેહરબાની રાખતા રિહજો—મારો પોયરો તે માર્યન છાબનો, નિંહરે! મારો દિકરો તે તમારો. (ખીસામાંથી ઘડીયાલ કાઢી) એ મારા બાપ! નાછતાનો વખત થીઇ ગીયેલો ને વાત તો પુરી થાતી સે નિંહ-(થોભીને સ્વગત) હવે પુરૂં કરી લાખરે મારા બાપ! (જાહેર ગણીને) નવ ફેરી "કાલર" નિછછો કરવા, દછ ફેરી અછતર ટાંકવા, અગ્યાર ફેરી ઇસ્ટરાપ ટાઇટ કરવા, બાર ફેરી બટન બદલવા,--બાર,--બાર,--તેર ફેરી લેછ ઝુલતી કરવા, બાર ને એક તેર,--તેર,—ચઉદ ફેરી—

**કાયતાન**--('સ્લેટ' પટકી બૂમ પાડી) સ્ટૉપ!-સબર!-એઇઓ જંગલી-તુમ fifty-six બોલતાતા ને એ તો sixty-six હો ગયા!

**ભીખલો**--અરે ચૂપ! પેલી છનોબર છાભર છે તો-

[સનોબર જાહેર થઇ માર્યનને એક છાપટ, ભીખલાને એક લાત, કાયતાન તરફ ડોલા કકડાવી 'રાઇટ' ઇંગ્લીશ 'ફૅશન'માં ઝુરી કાઢે છેઃ ભીખલો જમીનમાંના બજારપર પછડાઇ પડે છે. બજાર પાછું વેરાઇ જાય છે, કાયતાન તપીલી રકાબીઓ વિગેરેપર પડી તેનો કચ્ચડઘાણ કરે છે; માર્યન મહોફાડી શેઠાણી તરફથી કાયતાન તરફ ને કાયતાન તરફથી શેઠાણી તરફ ટીકે છે-મ્યુઝીક.]

**'ટાબ્લો'**

# પ્રવેશ ૩ જો.

## સ્થળઃ—મુંબઈ.

[દેખાવઃ—સનોબરના મકાનનો એક ' સાઇડરૂમ. સનોબર ઠઠેરાબંધ પોષાકમાં દાખલ થાયછે તેજ પળે ' મૅન્ટલ પીસ ' ઉપર મુકેલાં સુંદર ઘડીયાલમાં ૨ વાગેલા જોઇ ચોંકે છે. ]

**સનોબર**—ઓ માઇ ! Two O'clock ! કેમ વખત જાયછ ! ત્શુઉઉઉઉ ! ને હજુર તો પેલા ધન–ધન ધોરીનું ઠેકાણુંજ નહિ મળે ? (' રીકલાઇનીંગ ' ' ચૅર 'માં ઠપકાઇ પડે છે ) લાવ જરા વાંચતેઃ—(એક ચોપડી ઉઘાડે છે. પાના આમ તેમ ઉઠલાવી ગુસ્સામાં જોસમાં બંધ કરી મેલી દેતાં ) બર્યું એનું એ, ને એનું એ ! આય મુવો પણ્યો, ને પેલી મુઇ નાહસી ગેઇ ! ત્શુઉ ! લાવ પેલો 'સૉંગ' 'રિપીટ' કરતે, નહિ તો વરી મૅડમ માર્ટીનો જીવ જીકાતશે.

[ ફ્રેદુન દાખલ થાય છે અને સનોબરને ગાતી જોઇ, અચકીને તેણીની પિઠ પછવાડે એક નિચાં ' સ્ટુલ 'પર પાઘડી પાસેના ' સ્ટૅન્ડ ' પર મેળી બેસે છે. ]

### ૬. ઈંગ્લીશ સૉંગ.

( It's English, pure English you know. )

[ ફ્રેદુન ઉઠીને વહાલથી તેણીના ખભાં ઉપર હાથ મેળે છે; સનોબર ચોંકેછે અને હાથની અછાત લાગતાં પાસે મેળેલી પાઘડી ઉડી જાય છે.]

**સનોબર**—'વૉટ ઇમપ્યુડન્સ !'

**ફ્રેદુન**—સનોબર ડીયર, કેમ બાઇ સાહેબ કંઇ ખુબ 'સ્ટાઇલ' માંજ છેઓ ? (બાજુમાં) આય સૈવકને જરા ઑફીસમાંથી

આવતાં અવાઝ થયું તે દાર દાઝી ગેયલી દિસે છ—કમબખ્તીના પારાવાર ! (તેણીના બાલ પસવારવાની પેરવી કરે છે.)

**સનોબર**--ખબરદાર ! બાજુ થાઓ,-આ રી તમારી 'પ્રૉમીસ' કે?

**ફ્રેદુન**--મે તુંને ૧ વાગે આવવાની 'પ્રૉમીસ' આપી'તી ને તેજ પ્રમાણે હું--

**સનોબર**--હા, પણ ઇટ ઇઝ સ્ટૅન્ડર્ડ ટુ ! તમે તો સ્ટૅન્ડર્ડ ૧ કહયોતો ને આય તો મુંબઇને ૧ બી થઇ ગીયો.

**ફ્રેદુન**--( સ્વગત ) કમબખ્તી ! ( જાહેર ) પણ, આઇ સે ડીયર, તું શું કેઠે બહાર જવા તૈયાર થઇછ કે? તેમ હોય તો રખે હું તુંને ખોટી કરતો હોઉં ! Don't let me keep you.

**સનોબર**--( તિરસ્કારથી હસીને ) લેઓ !-હજુ તો Keep ને નહિ "Keep" ની વાત ચાલે છ ! આય પારસીની memory દહાડે દહાડે કેટલી forgetful થાય છ ! બહાર જવાના હોઇએ તોજ 'ડ્રૅસ' કર્યે ને ઘેરમાં હોઇએ તો જીંદરાંવીંદરાં ફર્યે? તમારૂં ભેજું સોરાબશાની કબટમાં lock up તો નથી કરી આયા કે? પેલી તમારી કાકી થતીતી તે યાદ છે કે?-તેનું આજે ચહારમ થયું ! મરી ગેઇ ને દોહર્યું આપી તો નહિ ગેઇ પણ નકામી વિઝીટરોની પિરા પગે વળગાવી ગેઇ ! condolence indeed ! (તુચ્છકારથી) a fig for such condolence ! કાકી, ને સું઼ડ સંચ્ચરની ફાકી ! જેવા તમે સાળુ સુકાલ્ટ્યા છેઓ, ફ્રેદુન,. તેવાંજ તમારાં સગાંઓબી છે. !

**ફ્રેદુન**--સનોબર, સનોબર, તું હવે છેક 'ફાસ્ટ' જાયછ. યા ખુદા ! વલસારથી આવતાં આપરી સાથે આબાદ તારીજ ઉમરની ને તારાજ ચહેરાની જે એક છોકરી ત્રેનમાં ઉતી તેની સાથે તું, જ્યારે ટ્રેનને પેલો કઢંગો અકસ્માત નડયો, તાહરે અદલબદલ તો નહિં થઇ ગેઇ હોય ! ખચ્ચીત સનોબર-વિચારના વમલમાં હું વિંટલઇ જાઉંછ કે પેલી ફુલગુજાર સુંદરી તેજ મારી ખરી વલસારી સનોબર તો નહિ હોય ? (મનસે) છટ !-છટ !-તેમ હોય નહી; એના ને તેના 'ડ્રૅસ'માં તો ઘણો ફેર ઉતો; મુવેલાંઓ કંઇ 'ડ્રૅસ' બી બદલી કરતાં હોશે ? (જાહેર) સનોબર, વલસારમાં તો તું એમ ડગલે ને

પગલે અંગ્રેજી ગોટપીટ તો નહી કરતીતી ? condolence ! ! ને fig ને forgetful ! બાપરે ! ! આયતો સેવકને હાથે કીધેલાંજ સેવકને હઇડે વાગેછ ! કહુજે "ઝવેર જોરૂ ને જર એ ત્રણનો ઇતબાર ન કર"; મારી કાંઇ કમબખતી લાગી કે મેં તુને 'ઇંગલીશ' શીખવાની બહોંસ કીધી—૧ વાગામાં તેં મને ટેલીફોન કરીને અહીં ધસરી મંગાવ્યો, સારૂં છે કે ઘેરની ઑફીસ છે; જમયો તેવો અહીં આયો, સહવારના પાધરો ચાહ નાસ્તોબી નહિ કીધેલો—

**સનોબર**—તે કીધો કાંય નહી ? કોણે હાથ આરા કીધા'તા ?—

**ફ્રેદુન**—તો બાઇ સાહેબ પ્રભાતે પહોરેલાં ઉઠે તો વાણોતરો પાધરી ખબર લે કેની ? (જોઇને) પણ કાંઇ છે, તારા પેલાં વિઝીટર્સો તો કોઇ દેખાતાં નહિ ? ૩ વાગે હું પાછો જવાનો છેઉં જો ! "દાનો મે મય મરતા હુ" તેમ આય તકરારની ગરમીમાં મારાં ગળાંની ગરમીની કંઇ ખબર લેશે;—જરા તારી પાસેનો બૅલ ઠોક ને ચાહ મંગાવ ડીયર—

**સનોબર**—નહિ બનશે ફ્રેદુન—જોવો સાંમ્એથી કાયતાન કોઇનો કાર્ડ લાવેછ,—આજે તમુને એજ 'પનીશમેન્ટ' ! એક દાહરો તરસા રહેશો તહારેજ 'પંક્ચુએલીટી' શું છે તે શિખશો.

[કાયતાન દાખલ થઇ બાજુમાં ડઘાઇને ઉભો રહે છે; હાથમાં એક 'સાલવર' પર કાર્ડ છે!

**ફ્રેદુન**—પણ ડીયર, તું એ કાર્ડ ફાર્ડનાં વહેજાં કાંય મારેછ ? (બાજુમાં) જરા હિમ્મત ધર બચ્ચા ફ્રેદુન, એમ બાયલો થવામાં કંઇ સાર નહિ. Go at it bravely ! (જાહેર, ખુંખાર મારી) ડ–ડ–ડ–ડીયર વ–વ–વ–વલસારમાં તારી કેઇ માય મમઇઓ કાર્ડના કોતક પારતી'તી ? બ–બ–બ–બહેલુભઇ કાર્ડ મોકલતાતા કે કાલી ? મારૂં માને તો એ વહેજાં છોરી દે–ચાલ, આપરે વરંડાપર તાઝગીએ બેસી ચોખ્ખી હવા દમમાં લઇ જે ચાર પાંચ જણાં આવે તેને રૂબરૂ આવકાર આપ્યે કે અર્ધા કલાકમાં બધી કાસર પટી જશે—

**સનોબર**—નૉનસંસ ફ્રેદુન, you forget. this is not Bulsar! તમુને 'ઍટીકેટ' જાળવવીજ પરશે ને (હાથપર હાથ ઠોકી) ફ્‌ર જાળવવી પડશે—એવું ગામર્યું ગોઠું હું ચાલવા દેવાની નથી! કમ લૅટ અસ ગો ટુ ધી ડ્રૉઇંગ રૂમ (ચાલવા માંડે છે.)

**ફ્રેદુન**--(ચાલતાં ચાલતાં, અણુકાથી) વાહ વાહ રે શહેર, મુંબઇ સારૂં શોભે,—ભવ્ય સુધરેલ દેખાવ દેખીને, ચિતડું બહુ લોભે!

[કાયતાન ડધાયલો પુઠે ચાલે છે,
ફ્રેદુન ગાતો ગાતો ચાલે છે.]

૭. ગાયન.

---

# પ્રવેશ ૪ થો.

---

## સ્થળ—મુંબઈ.

---

[ દેખાવઃ-સનોબરનો આરસ્તા 'ડ્રૉઇગ રૂમ' જમીનપર ગાલીચા, 'ફરનીચર અપ-ટુ-ડેટ,' બારણાંઓપર 'રીચ કર્ટન્સ' 'પિક્ચર્સ' ઇત્યાદી; સનોબર ઠસ્સામાં; તેણીની પછવાડે ફ્રેદુન ને તેની પછવાડે કાયતાન 'સાલવર'પર કાર્ડ લઇ ચાલે છે, અને બાઇ સાહેબને ત્યાર પછી નરમાસથી પ્રિઝેન્ટ કરે છે ]

ગાયન ૭ મું ચાલુ.

**ફ્રેદુન**--( એક ઇઝીચૅરમાં ફસડાઇ પડી ) 'બ્લૅસ માઇ સોલ'! કેવી સુંદર 'સાલવર'! ખચ્ચીત એ વલસારી તો નહિજ હોય! અફ્સોસ! એની ઉપર પેલા ચિઠડયા કાર્ડને બદલે એક ગરમાગરમ ચાહેનું કપ હોતે તો કેવો કરાર વળતે--

**કાયતાન**--( સાંભળીને ) આપોણુ કુ માલુમ નહિ રે, શેઠ આયા કોરકર,- ઓબ્બી ચહા લાતા હય.

**ફ્રેદુન**--આ હા હા હા, લાવતો-મારો બાપ કરૂં !

**સનોબર**—( કાયતાનને ) ચુપ રહો ! તુમકુ કોણ તકતક કરનેકુ બોલતા ? અબ્બી ચહા નહિ મંગતા હય-( ફ્રેદુનને ) લે-હવે ભેજું ઠેકાણે રાખીને અહીં ધ્યાન આપો ફ્રેદુન-(કાર્ડ પર નામ વાંચી) મી. નાહની નાનાવતી, M. A. L. L. B. ઓહો, આય તો પેલો તમારો ચસકેલો કઝીન છે,--એ તો તાહેલું વરગશે તો પીટશેજ નહિ ! કાયતાન, તુમ ઇસકુ કયા બોલા ?

**કાયતાન**—બાઇ સાહબ, આપુન બોલા. બાઇ શેઠ ગોરમેં હય કે નહિ ઓ આપુનકુ માલુમ નહિ,--વિઝીટર્સ રૂમમે બયઠાયા.

**ફ્રેદુન**—અરે પણ નખ્ખોદ ગીયા, મારો કઝીન થાય ને તેને 'વિઝીટર્સ રૂમ'માં કાંહ નાંખી આયો—

**સનોબર**—છટ છટ--ફ્રેદુન, કાયતાને કીધુંછ તે તદન વાજબી છે; આટલી બધી ઝહેમતે મે ને પરવીઝે એને 'ટ્રેનીંગ' આપી તે શું નાખી દેવાની છે કે ? કોઇબી 'વૅલ ટ્રેન્ડ સરવન્ટ' એમજ કરે. તેની તો ડયુટી છે કે પહેલ્લાં 'વિઝીટસ'નો કાર્ડ હાજર કરી આપરી મરજી પુછે; જો આપરી ઇચ્છા મળવાની હોય તો "We are at home" નહિ હોય તો "Not at home." તમેજ આપરે છેલ્લાં ખંડાલે ઉતાં તાહરે પેલી "ઍટીકેટ" ની ચોપરીમાંથી મારી આગળ વાંચ્યુંતું કેની ?

**ફ્રેદુન**--( માથુ કુટી ) અરે મુવો હું વાંચતો ! ( સ્વગત ) અધુરો ઘડો છલકાય ઘણો, છાલકો ઘડો ચલકાય, ને ઓછી કુલ્લી ઉભાય. ( જાહેર ) પણ હવે તું કહેછ શું સનોબર ? Are you at home or not at home to my cousin ? એ તો ઘણો બાહોશ ને શ્યાણો જવાન છે, he is a man of brains ! એનાં 'કાર્ડ' પર વાંચની M. A. L, L. B., છે તે—

**સનોબર**--A fig for your M. A., L. L. B's !— 'બ્રેન્સ ?' નૉનસન્સ ! 'બ્રેન્સ'વાલાં માણસો મને ગમતાંજ નથી; મને તો ગુડ નોબ્લ બ્લડ વધારે ગમે; જે લોકોમાં 'બ્લડ' કે

રંગરૂપ નહિ હોય ને ફ્લુસ મારીસ હોય તે લોકો 'ફ્રેન્સ' મેળવવાનાં અવત્યાં મારે! એ તમારા નાનાવટયાઓ સદા સુરત નાનપરામાં વસેલા તે એવા છાલકા ભેજાનાજ રહી ગેયલા! સુરતી 'કઝીન' ને સુરતી ગત! એક સુરતીસે દો સુરતી મીલે તો મેરી સુરતબી ફીર જાવે!

**ફ્રેદુન**--પણ ડીયર, તું કીયાં 'બ્લડ'ની વાત કરે છ! (સ્વગત) આજે સેવક બી ખૂનપર ચઢયોછ તે છેક ખાંડયો જાય એમ નથી! (જાહેર) વલસારી 'બ્લડ' કે મુંબંઇગરી 'બ્લડ'? અહુ હે હે, હવે કેવી વાઘણુની માફક છેરાય છ! આપરી તે લાભરી ને પરઇ તે ખુસ્કી; મયે સબકુ મારૂં મુઝે કોઇ નહિ મારે, ખરૂં કેની બાઇ સાહેબ?–પણ ચાલ, તું મારા કઝીનની અહીં નહિ મુલાકાત લેતી તો હું તેને વિઝીટર્સ રૂમમાં મળી આવું (કાયતાનની પિઠ ઠોકતાં) કાયતાન જાઓ, બોલો, બાઇ ઘરમે નહિ, શેઠ અબ્બી આતા હય.

**સનોબર**--નૉનસન્સ ફ્રેદુન (પગ ઠોકી) નોકર નફરના બદનને touch કરતાં તમારે શરમાવું જોઇએ. (કાયતાનને) કાયતાન Both not at home–સમજ્યા? દોનો ઘરમે નહિ.

**ફ્રેદુન**--(નિસાસો નાખી સ્વગત) ફોર તારૂં માથું ને કહાર રાતું!

**સનોબર**—(સાંભળીને) 'શેમ' ફ્રેદુન; એક 'લેડી'ને એમ અપમાન કરતાં તમારે લજવાવું જોઇયે. you ought to be ashamed of yourself.

**ફ્રેદુન**--(ચાળા કરી આંગળીપર ગણીને).

1 2 3 4 5 6 7
You ought to be ashamed of yourself (પાછું ગણીને) one–two–three–four–five–six–and seven–સાત શબ્દો નહિ બાઇ સાહેબ? હવે એ સાતમાં સેવક તરફથી બીજા ચાર ઉમેરવાની રહેમદીલી ફરમાવશો? Ashamed–of–what? (આંગળીપર ગણીને) Bulsar–or–Bombay–habits?

[સનોબર છેડાઇને ઉઠે છે તેટલાં ભીખલો એક કાર્ડ હાથમાં લઇ દાખલ થાય છે.]

**સનોબર**—યુ સ્ટુપીડ! તું કેમ કાડ લાયો?

**ભીખલો**—બાઇછાબ, કાયતાન છાબ નાહવા બેઠેલા ને માર્યન છાબ કુરમાં ગીએલાં, ભીખલી પપેતા કાપતી સે ને કીકલો બાગમાં રમતો સે (આંગળીપર ગણીને) એક, બે, તયણ સાર, પાંચમાંથી સાર ગીયેલા તો રીહુલા બે–અરે!–રિહુલો એક, તે હું રિહુલો, ને આ કાર્ડ લાવેલો.

**સનોબર**—(ગુસ્સાથી) યુ ઇડીયટ!—તું તો બુબખોનો બાદશાહ બન! કોણ જાણે કીયાં જંગલમાંથી ઘેર પુછીને આયોછ.—

**ફ્રેદુન**—વરી કીયું જંગલ, વલસારી જંગલ અહુ–હુ–; બેઅદબી માફ છે, સનોબર, પણ એ બી તારોજ train કીધેલો servant છે; તદન ઘેરઘટુ ઘડાયલો. હા, પણ હું ભુલ્યો, ભીખલો તો વલસારમાં train થયેલો; અજબ જેવું છે સનોબર કે એની વલસારી trainingને તું હજુર મુંબઇગરી પૉલીશ લગારી ચુકી નથી! તુંને કંઇ એમાં મદદ જોઇતી હોય તો આય તારો (નમીને) તાબેદાર આપવાને તૈયાર ઓસ્તવાર છે.

[ સનોવાર કાર્ડ વાંચે છે. ]

**સનોબર**—Mr. & Mrs. Furrokh Feroze Daver–

ઓ માઇ! 'કૅપીટલ'!! Don't admit them–(જીભ કરડી) અરે!–'આઇ મિન' આવવા દે, ભીખલા––

**ફ્રેદુન**––યસ યસ, બીલકુલ વાજબી ડીયર,–Dont admit them,–ના આવવા દેતો ભીખલા––

[ ભીખલો ડોળા ફાડી એકમેક તરફ ટીકે છે ]

સનોબર, તુંબી શું કાચ્ચું કાપેછ સરયામ તારા કાયદા કાનુનો· પર ઠંડુ પાણી ઘોળેછ! તું ભૂલેછ કે એ ફરરોખ દાવરબી મારા નાહનીની માફક man of brains છે–કેમકે એબી બૅરિસ્ટર છે? ને આપરી પરવીઝ તો તારાં કરતાં હવે દસ ગણું સરસ ઇંગ્લીશ બોલેછ—

**સનોબર**—'નાઉ શટ અપ', ફ્રેદુન ! ભીખલા યુ ગધ્ધા ( પછ-વાડેથી એક છાપટ મારી ) 'સ્ટુપીડ'ની કાંની ઘુરકયા શું કરેછ ? એકદમ એ લોકોને અંદર મોકલ—

[ ભીખલો જાય છે. ]

**ફ્રેદુન**—શેમ, શેમ સનોબર (ખુંખાર મારી) નોકર નફરના બદનને touch કરતાં તારે શરમાવું જોઇયે !( આંગલીપર ગણીને ) you-ought-to be-ashamed-of-yourself-(સ્વગત) આગુસે લીખના પિછુસે દેના, ઉસ્મે ચૂક પડે તો મૂઝે પૂંછના—

[ **ફરરોખ** અને પરવીઝ દાખલ થાય છે, ભેટે છે; પરવીઝ સનોબરને ને સનોબર પરવીઝને 'કીસ' લેછે. ]

અરરરર સનોબર, એ શું ! કેવી નસુખ તમેઉ ! પેલી ખંડા-લામાં " Uses of Lips " વાલી ચોપરીમાંથી મેં તારી આગળ વાંચયુંતું તે ભુલી ગેઈ કે ? હોઠ શાને વાસ્તે વપરાયછ ?

**પરવીઝ** / **ફરરોખ**—વરી શાને વાસ્તે ? 'કીસ' કરવા.

**સનોબર**—Right! Quite right!!

**ફ્રેદુન**—Quite wrong !

**ફરરોખ**—સેવકને જરા કારણ સમજાવશો ?

**ફ્રેદુન**—ખાખુશી. કારણ તો એ બીરાદર, કે 'કીસ' લીધાથી આપરી લબનો નજીસાત સામાના ગાલને લાગે છે. અને–સામા ગાલ-પરતું–( સનોબરના કાનમાં ) માફ કરજે હું ડીયર (જાહેર) "બ્યુટી ચાર્મ" ને "રેંડ રોઝ" 'કીસ' લેનારના ગળાંમાં ઉતરેછ (પરવીઝ અને સનોબર બેધ્યાનપણે પોતાના હોઠો રૂમાલ વડે સાફ કરે છે) look there! મી૦ ફરરોખ જોયું કે ? ( પરવીઝ અને સનો-બરનો રૂમાલ એક લેહજામાં છુપાઇ જાય છે ) 'બાઇ જોવ' ! જોયું કે દોસ્ત, રૂમાલ કેવા અલોપ થઇ ગીયા તે ? **અહુ–હુ–હુ–હુ! સચ્ચેકા મુહ સુફેદ–જુઠેકા મુહ કાલા !!** ( હસેછે. )

**ફરરોખ**—પણ ફ્રેદુન, હોઠના બીજા ઉપ્યોગો શું છે ?

**ફ્રેદુન**—પિવું, બોલવું, સુધરેલા હોય તો ફુકાણું કરવું, દિલ દેલાવર હોય તો બીજાંને ચઢેલું ઝેર ચુસી લેવું, મિયાંભાઇ હોય તો ઘી ચાટવું, ગરમાગરમ ચહા ઠંડી કરવી હોય યા ફુલ્લાપર અગન બળતી હોય ને પંખો ન જડે તો ફુંક મારવી. "uses of lips" વધુ એમ કહેછ, ફરરોખ, કે 'કીસ' લેવાની 'ફૅશન' વિરૂધ વેલાતમાં હમણાં મોટું જંગ મચ્યુછ !—

**સનોબર**— ઑલ, રૅાટ !–ફરરોખ, એવણુની જીભમાં તો વિજળી છે ! હું ધારૂંછ કે આપરી બૉમ્બે ઇલૅકટ્રીક સપ્લાઇ ઍન્ડ ટ્રામ્વેઝ કમ્પનીએ એ પૂરી પારી હોશે ! એ જીભલી એવણુની અકકલના દાણા વેરી નાખેછ, તાહરે એવણુનું ભેજું 'લેડીઝ' સાથે કેમ વર્તવું તે સદંતર ભૂલી જાયછ !

**ફ્રેદુન**—જીભલડી રે બાપરડી તુંજ બોલી છે અપાર, તું બોલીને પેસી જાય તાહરે (માથાપર છાપટો મારી) ખાસડાં ખાય આ કપાર !

[ ભીખલો ધસ્યો આવી ખબર કરે છે. ]

**ભીખલો**—ધનજીછા છેઠ ને ધનબાઇજી આવેલાં. અંદર આવવા કીધેલું,–મેં થોબાવેલાં,– યે લોક કહે કે "આવ્યે" મે કીધું જીવ જાય તો નિંહ, બાઇ છાબ મારી લાખે !—

**ફ્રેદુન**—એ શું બકેછ, ગધ્ધા, બાઇના કાકા કાકીને અંદર આવવા નહિ દે ?

**ફરરોખ**—અરે પણ, 'બુબી,' એ લોકનો કાર્ડ કાંય નહિ અંદર લાયો ?

**ફ્રેદુન**—(સ્વગત) બચ્ચા ફ્રેદુન, તાલ ઠીક છે ! ફેરવી તોલ (જાહેર, અણુકાથી) હું ભૂલ્યો ફ્રૅન્ડ ફરરોખ, સગાં થયા તો શું થયું ?–જીનહાર નહિ બનશે ! એ લોક તો કારાંમાય તાહેલાં છે (મોટેથી) સદા વલસારમાંજ વસેલાં છે, પૈસે માલદાર થયાં ને હાલ શ્હેરે રહ્યાં તો શું થયું ? એક વલસારીસે દો વલસારી મીલે તો મેરી મસ્તકકી આગરી બી ખીસ જાવે ! (મોટેથી) Both not at home, both not at home, ભીખલા,—

**સનોબર**--( પગ ઠોકી ) ફ્રેદુન, હું તમુને વોર્ન કરૂંછ કે ઘેરબેઠાં મારાં સગાંઓને એમ ઇનસલ્ટ થવા દેવશ નહિ--ભીખલા, એ લોકને અહીં આવવા દે.

[ભીખલો જાય છે.]

**ફ્રેદુન**—ચાલ તાહરે સનોબર તું એ લોક સાથે વાત કર, હું જરા ચાહ પીઇ આવું.

**સનોબર**—નહિ બનશે, ફ્રેદુન, એ કંઇ 'ઍટીકેટ' કહેવાય નહિ.

**ફ્રેદુન**—અરે એ વલસારાંઓ 'ઍટીકેટ' શું સમજે? કપ્પાલ! બધાંને વરે ચાહ અહીં ઑરડર કરની.

**સનોબર**—નહિ બનશે; ચાહનો 'ટાઇમ' થઇ ગીયો. એ કંઇ 'ઍટીકેટ' નહિં!

**ફ્રેદુન**--પણ તાહરે સોડા કેકસ કંઇ મંગાવની.

**સનોબર**—કેકસ કંઇ આજે મંગાવાય નહિ; રાતના 'રોલી-પોલી' 'પુડીંગ' બનાવેલું છે તે બસ છે, તમે 'ઍટીકેટ' કાંહ શિખ્યાતા ફ્રેદુન; પણ જોઇશું ડાહયા થશો ને કંઇ આટો બાફશો નહિ તો 'સોડા' મંગાવશું. ચાહ તો તમારો પિદર ઉપરથી ઉતરી આવે તો બી (પગ ઠોકી) હું આજે પિવા દેવાની નથી.

**ફ્રેદુન**—( પગ ઠોકી ) બાઇ સાહેબ તમુને મંગાવતીજ પરશે, નહિ તો મારી આંતરડીની હાય તમારીપર પરશે!

**ફુરશેખ**—અરે યાર, તારૂં એ 'ટ્રીટમેન્ટ' મારી પરવીઝ તો એક મિનીટબી સાંખે નહિ, ખરૂં કેની પરવીઝ?

**સનોબર**—સાંભળયું ફ્રેદુન? કાનમાં અવાજ ગીયો કે?

**ફ્રેદુન**—નહિ, મારા કાન સુધરેલા નથી તેથી અવાજ અંદર નહિ પેસતો! અરે પણ પેલાંઓને ચંદરોકાળ બહારજ ઉભાં રાખશે કે? (રાગ કાઢી લલકારે છે.)

ઉઠોરે સકરમંદ નાર,
સકરમી વર ઉભો બહાર,
ઉભો ઉભો કરે વિચાર,
પાન ચાવ્યા પરી બે ચાર;

સોપારી ચાવી દસ ને બાર,
એલચી ચાવી તોલા બે ચાર;
તારે ઘેરની સુઘડ નાર,
સપ્પર ભાતે ઉંઘાડે બાર,
મારે ઘેરની એસકી નાર
બપોર દહાડે ઉંઘાડે બાર.

[સઘળાં હસે છે.]

**સનોબર**—બાયલા, બાયલા ! પરવીઝ એવણુને એક તારી સારી પહેરવા આપ.

**ફ્રેદુન**—બાખુશી, એવું માન સેવકને કે, દહાડે મળે ? પરવીઝ, ફરીથી આવો તાહરે આય (ફરરોખ તરફ ફરી) મારા દોસ્તની પરવાનગી લઇ એક 'લેટેસ્ટ' ફૅશનની સારી લેતી આવજે, પણ સંભાળજે કંઇ 'સેલ' માંનો ચોરબજારૂ એખરો માલ નહિ હોય !

[અત્રે ભીખલો ધસી આવે છે, અને તેની પછવાડે ધનજીશા અને તેવણુની પછવાડે તેવણુનાં 'ઓલ્ડ ફૅશન' ગાસડાં જેવાં ધનબાઇજી દાખલ થાય છે.]

**ભીખલો**--નાછી આવેલાં રે મારા બાપ,-નાછી આવેલાં; મેં ના કીધેલું પયણુ છમજેલાં નિંહ--

**ફ્રેદુન**--(ધસી જઇ) આવો, આવો, ધનજીશા શેઠ,—પધારો, પધારો ધનબાઇજી માય, વૅલકમ ! વૅલકમ !! આવતાંની બોલબાલા—જતાંના મહો કાલાં (ધનજીશાને ચાંપીને કોટી કરે છે, જેવણુ "બાપરે" કરી બરાડ પાડે છે, અને ધનબાઇજીએ ભેટવા માટે આગળ લંબાવેલા હાથ જુવે છે) ધસી જા, કોટી કર સનોબર, કોટી કર, (તેણીને હડસેલે છે) કાકીજી, એ બીચારીની કોઇ માય માસી નથી, જરા ચાંપીને કોટી કરજો હો મરૂં (સનોબર ભેટે છે ધનબાઇજી એક નાજુક 'લો ચૅર' માં બેસવા જાય છે) કાકીજી, કાકીજી આય ખુરશી તમુને ઠીક પરશે (અસલી મોટી ખુરશી રજુ કરે છે) 'બાઇ જોવ !' કાકાજી, તમારે વાસ્તે આય બીજી એવીજ (રજુ કરે છે) ખુરશી છે; કેવો અજાયબ સંજોગ ! એ

ખુરશીઓ અમારાં લગનની છે ને અમે વલસારમાં એપરજ બેસીને પણુનેલાં; મારી સનોબરને તો એ ખુરશીઓ એવી જીવ-જાન કરતાં આઘે છે કે ખાસ એનાં માનીતાંઓનેજ એ પર બેસવા દેછ.

[ધનજીશા પોતાનાં વારનીશના 'શુઝ' અને ધનબાઇજી વારનીશની સપાટ કાઢી બન્ને જણા પગ ઉપર પગ ચઢાવી ગોઠવાઇને બેસે છે]

**સનોબર**--ફ્રેદુન, ફ્રેદુન, વરી તમે આરા ફ્રાટોછ !

**ધનબઈજી**--ધીઇકરા, તું સું કરવા દઅવારો કરે ! એ તો અખ્ખઇ રઅયો તાઆરો વઅર જઅરા તાઆરી સાઆથે લાર કરેછ; માઆરા ધઅન માઆરી સાઆથે એમ કઅરે તે મઅને તોગઅણું ગઅમે; પઅણુ રોગ જાઆણે, તું કેટલી ભઅધી ફેઅરવઇ ગેઇછ! ભઅધી પઅટલી પાઆણી જેવી થઅઇ ગેઇ ને આય આતે પાટા બાંએધાચ તે તુંઉને ઠંઅંડી લાગતી ઓસે; ભધયાનનીજ ભોંય લાંઆબી કરાવ્યે તો એમ પાતા બાએધવા પરેજ નઇ; આય અમે તો ભઅધાં ગઅરમીએ ભુંજાઇ ચાયલાં; ધઅન, તઅમારો ગઅલપટો કાઆરી નાઆખો, ભઆધા પસીંધાએ ભીંજાઇ ગીયાછ.

[અત્રે ધનજીશા પોતાનો લાલ, બલુ, પીળા, લીલા રંગના ૧૦ ગજ લાંબા ગલેબંધના વળ છુટા કરે છે અને તે ઘણો લાંબો હોવાથી જમીન પર ઢગલો થાય છે; ધનબાઇજી પોતાનાં સુફેદ લાંબા મોજાં પગમાંથી કાઢી ખાંધપર નાખે છે અને માથા પરનો પાટો છોડે છે.]

**ધનજીશા**—ધનઇ એ શું બકારો લઇ બેઠીછ ? આય બચારા ફ્રેદુનજીના કાકી ગુજરી ગીયાં તેવણુને કંઇ દલાસો દેશે કે સનોબર બહેનનાં "ડરેસ"નીજ વાતો કરશે. ?

[ભીખલો દાખલ થતાં ગલેબંધની અડફટમાં આવે છે.]

**ફ્રેદુન**--(સામે જોઇ) અહ્લો! વરી બીજો કાંર્ડ ! જોઉં ભીખલા એ વરી કોણુ છે ? (વાંચે છે) મી૦ ઍન્ડ મિસીસ ગુસ્તાદજી ફલાકુકાના.

**સનોબર**--ભીખલા, એ લોકને એકદમ અંદર આવવા દે; ખોટી શું કામ કીધાં. ?

**ભીખલો**--કોણુને આવવા દે ? એ લોકતો નિકરી ગીયેલાં. !

**ફ્રેદુન**--નિકળી ગીયાં ? એ શું બકેછ ? કોણુ સાથ નિકળી ગયાં ?

**ભીખલો**--કોણુ છાથ ? ગારી છાહ, અરે, કોચમીન છાહ,-અરે છટ ! બેઉ છાહ. ગારી ધછતી આવેલી ને હું ચટ કરી બાયણું ઉઘારવા આગળ ધછેલો, પયણુ કોણુની માયે છુંઠ ખાધેલી હોય કે બાયણું ઉંધારે ? બાઇએ આ "કીયાટ" છેરવી દીધો ને કીધેલું જે તારાં છેઠ બાઇને આપજે; અમે લોક ગવંદર છાબના "અટ એોમ"માં જાતાં છીએ, બછ આ "કીયાટ" આપેલો ઇટલે અમે આવેલાં કરી છમજી લેવું !

**ફરરોખ**--બરોબર છે-એમાં ખોટું કંઇ નથી.

**ફ્રેદુન**—'ફ્રૅન્ડ' ફરરોખ, હું તુને બોલેબોલ મળતો થાઉંછ; એમાં ખોટું શું હોય ? ચાલ આવી જા સનોબર, એમબીને એમબી આપરે બેઉ જણા આય કાર્ડને બગલગીરી કર્યે યાને મી॰ ઍન્ડ મિસીસ ગુસ્તાદજી ફલાકુકાના હસ્તક બન્નેને આપરે ભેટયાં! (કાર્ડ છાતીએ દાબે છે અને તેને ટીકટાં બોલે છે) હાજી, તમારી તો અમારી તરફ બેહદ દિલસોજી છે, ઘણો ઉપકાર થયો, થૅંકયુ (કાર્ડ સનોબરની છાતીએ અડાડે છે જેણી તે ઝુંટવી ઉડારી નાખે છે.)

[અત્રે ભીખલો એક 'સ્લેટ' લઇ ધસી આવે છે.]

'વૉત્સ ધૅટ !' કેમ ભીખલા, 'સ્લેટ' શાની ?

**ભીખલો**—તમેબા છું છેઠ-ઓળખેલી નિંહ ? "છીલેટ" વરી કોણી ? કીકલાની. બીજું ઘર મહી છીકતું સે કોણુ ?

**ફ્રેદુન**--અરે અપટ,-આય ઘેરમાં તો બધાં પળેપળ છીંકી પરેછ, ને તેમાં વરી (સનોબર તરફ નજર ફેંકી) છીંકતાં દંડીબી પરેછ! ('સ્લેટ' લેછે અને વાંચે છે) ઓહો! આયતો બહેલુઆ 'ઍન્ડ' કંપની છે (સનોબરને 'સ્લેટ' આપે છે.)

**સનોબર**—છી, છી! બધી નરી હીંગ હીંગ વાસ મારેછ નાખી દેછે) 'યુ ડર્ટી' ઘણુંજ તમે દહારે દહારે ફુવડ થતા જાવોછ.

**ફરશેખ**—એ વરી બહેલુબા ઍન્ડ કંપની કોણ છે?

**પરવીઝ**—અરે આપરી સનોબરના વલસારના 'નેબર્સ.' એ થાંભરો જાંહ જાયછ તાંહ એના દિકરા દિકરીને એનાં ઓરાની કાની પછવારે લાવેછ; એઅદબી માફ છે સનોબર, પણ હાલના સંજોગો જોતાં હુંતો ધારૂંછ કે યુ મસ્ટ ડ્રૉપ ઑલ ધીઝ બલસાર પીપ્લ.

**ફરશેખ**—કટ ધૅમ આઉટ રાઇટ! એ તો જેવો દેશ તેવો વેષ આપરે કરવોજ જોઇયે; Bombay is not Balsar.

**ફ્રેદુન**—માફ કરજો હું ધનજીશા શેઠ, ધનબાઇજી માય, તાહરનો અમારો ફારસ જોતાં જોતાં તમારાં સિના સરી ગીયાં હોશે અહે-હે-હે.

[અત્રે બહેલુભઇ, કાલી અને નજી દાખલ થાય છે.]

આવો બહેલુકાકા શેઠ, આવો કાલીભઇ, નજી બહેન.

**બહેલુભાઈ**—કેમ છેઓ ધનજીહા હેઠ, ધનબઇજી મા ઓળખો કે ભુલી ગયલાં!

**ધનબાઈજી**—અરે એમ ભને બી, ભેલુભાવા, વલસાર છોરી મુંબઇ આયવાં તે સું ભેએજુંબી મુકી આયવાં?

**ફ્રેદુન**—સનોબર, આવની બીચારા બહેલુભઇને મળની, કેમ બહેલુબા, આય મારી સનોબરને ભુલી ગીયા કે? એતો તમુને કેહું જે, આય તમારી ડગલી તપકીરથી ખરડાયલી છે, તેથી અસલ માફક બગલગીરી કરતાં અચકાયછ, લાવો હું જરા નુછી નાખું (નુછેછ.)

**બહેલુભઈ**—ફ્રેદુન હેઠ, તમે પયણ હું બુઢ્ઢા મનીખની મશ-કેરી કરો! વરી મારી હનોબર મા એવી કે દિવહે ઉતી? હું એ વરહ જંગબાર હિધારેલો તે મારી અકકલ પયણ હું તીફા મુકી આવેલો ઇમ ધારો કે?

[ફ્રેદુન હસે છે; સનોબરનું ધ્યાન અત્રે બહેલુબા અને કાલીના પગરખાઓનાં ચિક્કલથી ખરડાયલા ગાલીચા તરફ જાય છે, ફરરોખ પરવીઝનું ધ્યાન તે તરફ કચવાટથી ખેંચે છે; સનોબર મરડાટમાં 'બેલ' વગાડી ભીખલાને તેડે છે.]

**સનોબર**—એકદમ 'બ્રશ' લાવી આય ચિક્કલ સાફ કર.

**ફરરોખ**—(સ્વગત) નખ્ખોદ ગીયો તો બધો આખો રસ્તોજ વારીજારીને અહીં લાયોછ! લાગેછબી સાવ કચરાપટી જેવો!

**બહેલુભઈ**—ફ્રેદુન હેઠ, હેવક દલગીર છે કે તમારી હતરંજી ખરાબ થીયેલી (સ્વગત) એ હતરંજીપર જીટલા હું રંગ જોઉ તી કરતાં વધુ પચરંગી હીયાં ઢંગ જોઉ!

**કાલી**—બાવાજી તમેબી એમ શું કરોછ, એ તો આપરી સનોબર છે, હવે મારી ખાત્રી થઇ

**નજી**—હારે મરે, હુંબી તાહરની ગુચવાયા કરતી'તી

**બહેલુભઈ**—(સનોબરને ધારી ધારીને જોઇ) ખરેખાત! આ તો હનોબર! બાપા મારા ચાર વરહમાં કીટલો ફેરફાર! ઓ હુરી હુધારા,–તારાં પરાકરમ! કાલી દિકરા, નજીને હંભાળજે–આયવા તો આયવા પયણ એ ચાર દિવહમાં ઉઠાઉગીરી કરી જાહું, નિંહ તો, એ મંભઇ આપરી હંધાની "મંભઇ" કરી નાખહે! ફરેદુન હેઠ માફ કરજો. પયણ એ ફેરફારપર ખુહાલી કે ખુહવારીનાં આંહું ખેરવવાં તે મને હમજ નિંહ પરે.

**સોરાબશા**––(અંદરથી) 'ગૅટ એસાઇડ,' ભીખલા, તુંને એ કાર્ડનાં શું વહેજાં લાગાછ?––(દાખલ થાય છે) ઓહો! બહેલુબા ધનજીશા શેઠ તમે કાંહથી ભુલા પર્યા; ફ્રેદુન, તારાં કાકી ગીયાં તો ગીયાં પણ આય બધાં વલસારી ચહેરાઓ લાંબી મુદતે નિહાળવાની તક આપી ગીયાં.

**ફ્રેદુન**––ધનબાઇજી, ધનજીશા શેઠ, ખરૂં કહેવુંછ, આય તમારો સેવક બાલેબાલ પોતાની હાલની હાલતને વાસ્તે સોરાબશા શેઠને આભારી છે.

**ધનબાઇજી**--આસ્તો બાવા, જે ચાએ તેની ચાકરી કરીએ નઇ ચાએ તેની ઓસરીએ નઇ ચરીએ --ધઅન તઅમારો સુધલો કોંહ ગીયો? આય ભઅધી ગરધનપર પવન મારેછ, ગઅલપટો ભાંઅધો. મંભઇની ફુંક ભસ્તે ભઅરઇ ધઅણી ખરાભ છે. (ધનજીશા ગલપંટો બાંધવો શરૂ કરે છે.)

**કાલી**--નજી તું ઓલો છેરો જરા પકર કે ધનજીશા શેઠને બાંધવાનું ફાવે, (નજી છેરો પકડવા ચાહે છે.)

**ધનબાઇજી**--કંઇ નઇ બાવા, કંઇ નઇ મા, એનાનની વલસારી ગરધન અમારી ભઅરૂચી ગરધન જેએવી ટકોરાબંદ નઇ, તેથી, ગરમી સઅરદી તપાસ્તી મઅરવા પરૂંછ.

[નજઇ ગલેબંધની બીંદરી આસ્તે આસ્તે એક બાજુએથી ખોલે છે અને ધનજીશા ગોળગોળ ફરી ગરદન આસપાસ તે વિંટલાવે છે.]

**સોરાબશા**--ફ્રેદુન, તેં તો (આજુબાજુ ચોપાસ જોઇ,) લાલ વાવટો મુકી દિધેલો દિસેછ, સમજ પરીની? મારી યુરોપની લાંબી ગેરહાજરીમાં ખરૂં છે કે, માસીક રૂ. ૪૦૦ નો લવાજમ મેં તુને આપ્યો અને સનોબરને મળતા લવાજમે તેમાં ઉમેરો કીધો, પણ એ તો જેટલું વધારે ખરચશે તેટલું ખાધે ખુહવાર ને ગધ્ધે અસવાર, સમજ પરીની? પારસીઓમાં એજ બુરી ખાસીયત છે: કમાય થોડું ને ખરચે ઘણું, પગ જોઇને નહિં તાણે પાંદરણું-સેવટે કહાડે દીવાળું, સમજ પરીની?

**બહેલુભઇ**--હું હોરાબહા હેઠને બોલેબોલ મળતો થાવું. મારી મરનાર બયઇ જે કંઇ લાવેલી તે મે તો કાલી ને નજીના નામ પર કીધેલું. (ફરરોખને મહોમાં ચિરૂટ લેતો જોઇ ભડકીને) યે! પયણ ઓલો પારહી હું કરે? યા દાદગર એ હું નાપાકી! તોબાહ-તોબાહ!! (ટચાકરી ફોડે છે) હોરાબહા હેઠ આતહપરનો એ અબજાર મારેથી તો નિંહ જોવાય, તમે જોઇ હકતા હોવો તો ભલે (ઉઠીને ચાલવા માંડે છે; ફ્રેદુન અટકાવે છે)

**ફ્રેદુન**--બેસો, બહેલુબા બેસો હું એ ફુકાણું અટકાવુંછ. (ફરરોખને) મી૦ ફરરોખ, હું ધારૂંછ કે આય બુજર્ગોની લાગણીને માન આપી તમે અહીં 'સ્મોક' કરશો નહિ.

**ધનબાઇજી**—ભઅલા જાણે ! તમભાઆકુનુ ઘેલું લાયગું હોય તો ચાઆવી ને ખાતાં સું દાંત નિકળી પઅરે કે?

**સનોબર**—ફરરોખ 'સ્મોક' કરેછ તેમાં તમારૂં શું લુટઇ ગીયું

ફ્રેદુન—એમાં કંઇ 'મૅનર્સ' નો ભંગ થતો નથી,

**સોરાબશા**—સનોબર દીકરી, ફ્રેદુન 'રાઇટ' છે. મી૦ ફરરોખ, મારે ખાતર 'સ્મોકીંગ' બંધ કરો.

**ફરરોખ**—સોરાબશા શેઠ, તમારા કહેવાને under protest હું તાબે થાવુંછ. હું મારો 'ડીફેન્સ' રીઝર્વ રાખુંછ.

[સ્મોકીંગ બંધ કરે છે]

**ફ્રેદુન**—સનોબર, બીચારા સોરાબશા વાંદરે વહેરથી આવેલા છે તે કંઇ 'રિફ્રેશમેન્ટ' મંગાવ (સ્વગત) મર્દની મટ્ટી છે, બચ્ચા ફ્રેદુન, તું તારી માવતરને ધાવેલો છે. go at her bravely.

[સનોબર પળવાર ફ્રેદુન તરફ ડોળા કકડાવી બૅલ પર ૩ ટકોરા મારેછે; ભીખલો દોડી આવેછે: ]

**સનોબર**—( ચીરડાઇને ) સ્ટુપીડ ! ઇડીયટ ! કેટલા ટકોરા માર્યા ? સાંભર્યું નહિ ?

**ભીખલો**—બાઇછાબ, બે મારેલા. એક ટકોરે ભીખલી, બે ટકોરે હું, તયણે કાયતાન, સારે રામો, પાંસે હમાલ, છએ માર્યન છાબ, છાતે કોચમીન—

**સનોબર**—અરે બસ બસ, ગદ્ધા—મે ૩ ટકોરા માર્યા—જા કાયતાનને મોકલ ( ભીખલો જાયછે.)

**બહેલુભઇ**—વાહ ! હનોબરે તો બધાં હાઠ ભીખલાનેએ હુધારી મેળેલો !

[કાયતાન આવે છે; સનોબર તેનાં કાનમાં કંઇ હુકમ આપે છે; કાયતાન એક સાઇડ ટેબલપર ટેબલક્લોથ બીછાવી સોડા, વાઇન, ભીખલાની મદદથી લાવી મેળે છે.]

**ધનજીશા**—(વાઇન લીધા પછી-ફ્રેદુનના કાનમાં) દિકરા ફરેદુન, એઅદબી માફ કરજે, પણુ તેં આય પેટમાં આગનો સોહર ઉઠારેલો તે કંઇ એની સાથે ચટાકો જોઇયે, તે નહિ હોય તો શરાબ હરામ છે.

**ધનબાઈજી**—ધઅન, ધઅન, એમ મોઓરે ચઅરીને માંગવાનું કેવું ? જરા ઓછો પિજીયેની ? દિકરા સનોબર, એ બઅધા માટી-ડાઓતો એવાઆજ, એ લોક તો અખ્ખાઇ રઅયા ખાય ખાય ને ભુખા!

**ફ્રેદુન**—અલબત ! અલબત !—ભીખલા જા, પેસ્ત્રી લઇ આવ, કાકીજી તો બીચારાં કે'દહારના બહેશ્તમાં ગોઠવાઇ ગીયાં હોશે (ભીખલો જવા કરે છે) ને આય જો ભીખલા, બહેલુ શેઠ પેલી ફ્રુટની ટોપલી લાયાછ તેમાંથી જે હોય તે કહારી લાવ,

[લીલી દરાખ વિગેરે સઘળું મેજપર આવી પડે છે.]

સનોબર ડીયર, તારી કેવી મહેરબાની: આય કેટલી બધી આંતરડીની દુવા તુંને લાગશે. સોરાબશા શેઠ, મારી સનોબર 'ઍટીકેટ' પર એવો અચૂક અમલ કરેછ કે બીચારાં મારાં મરનાર કાકીજીને લીધે એનું તો આવી ખાનીપીનીથી મોતજ થઇ જાયછ (રૂમાલ આંખે લગાડી ઢોંગથી) મોતજ થઇ જાયછ જો! (ડચકાં ખાય છે) ખોદાના બંદા હોવો તો માનજો, પહેલાં તો બીચારીએ અન્ન પાણી હરામ કીધુંતું (ડચકાં ખાઇને) અહં-હં-હં, પણ મે કેટલી બધી સમજાવી તાહરે સમજી.

**ધનબાઇજી**—અરે બાઆવા, એ તો તાઆરે લાએગાં તરફરાં ને ઝાઆરે લાએગી દરાખ, પહેલ્લાં માયરાં ખાસરાં ને પઅછી આયપા ખોરાક.

[ફ્રેદુન દરાખનો ઝુમખો ઉંચકી. ]

**ફ્રેદુન**—(રડતે સાદે) આયજ દરાખ કે, ધનબઇજી માય ? બાનુ પરવીજ–જરા કંઇ લલકારો મારી સનોબર તો મારાં કાકીજીના સોગમાં સરોદ કહારતાં સુંગાયછ.

**પરવીજ**—ખુશીથી ફ્રેદુન–(ફરરોખ સંગાત ગાયછે)

## ૮. ગાયન

## 'ડયુએટ'

**ફરરોખ**—મી૦ બહેલુબા–(સ્વગત) નોનસન્સ ! "બહેલુબા" સાથે "મી૦" કેવું 'અગલી' લાગેછ ! (જાહેર) બહેલુ કાકા, તમે કીયાં હોટેલમાં ઉતર્યાછ ? 'વોટસન'માં કે 'તાજ'માં ?

**બહેલુભઈ**—પાંડેની ધરમ હાલામાં, એ "નોનહન" "ગાજ" અમે ની હમજીએ. એ ઉંચી દુકાન ને ફીક્કા પકવાન, હમજેલા હુઠ ?

**ફરરોખ**—પાંડેની ધરમશાલામાં ? "બૉાશ" !—(સ્વગત) સનોબર ટેક કૅર ! આય ખોર્યા ખાંપર્યાઓને તારે દાખલ થવા નહિ દેવા જોઇએ.

**ફ્રેદુન**—અરે પણ બહેલુ શેઠ, તમેબી એમ જુદઇ શું ગણોછ ! અમારૂં ઘેર નહિ ઉતું ! હું હમણા ભીખલા પાસે તમારો અસબાબ અહીં—(ધાંધલમાં પુકારે છે.) ભીખલા, ભીખલા

**બહેલુભઈ**—મારા હમ ફ્રેદુન હુઠ, એવું કંઇ કરતા રખે ! તમે તેયરાં એટલે આયવા બરોબર થયલું.

**સનોબર**—ફ્રેદુન, તમે કંઇ સમજ નહિ રાખતા, આય તે કંઇ ખુશાલીનું ટાંકણું છે કે આપરે પહરોણાઓને ઘેરમાં રાખીએ ? 'સોસાયટી' ને બી બર્યું મહોનું દેખારવુંછ કે નહી ?

**બહેલુભઈ**—હનોબર મા તું ગભરાતી રખે, એતો પોએરો નાદાન છે તે કાચ્ચુ કાપી તુને હરમાવે.

**ફ્રેદુન**—( કાયતાનને કાર્ડ લાવતો જોઇ ) અહ્લો—કાર્ડ 'અગેન' ને વરી કાર્ડ સાથે કાગજ ! કાયતાન—દોનો અમકુ દેઓ ( લેવા હાથ લાંબો કરે છે )

**કાયતાન**—( તેના હાથમાં કાર્ડ મેળતાં ) એ કાગજ બાઇ સાહેબકા હય; ડાકટર સાહેબ બોલા, બાઇકા હાથમેજ દેના (સનો-બર કાગજ લઇ તે ઉપર એક ઝડપી નજર ફેંકી ગજવામાં ખોસાવા જાય છે )

**ફ્રેદુન**—( તે ઝુંટાવી લઇ અચકાતો અચકાતો વાંચે છે.) "ડીયર સનોબર,"—વાહ! ડાકટર સાહેબ ગુજરાતીમાં કાગલ લખેછ ને બોલ "ડીયર" વાપરેછ! (વાંચે છે) બૅન્ડસ્ટૅન્ડ ને વિકટોરીયા ગાર્ડન્સમાં અવાર નવાર આપણા ખુશ મેળાપ અને ખસુસ કરી બૅન્ડમૅનના ઑપેરામાં થયલી આપણી ગઇ રાતની મિલાકાતની પ્લૅઝર ઉપરથી મને માનવાને કારણ છે કે તમારી મિલાકાતનું માન ખચ્ચીત મને આપશો અને મુજને નાસીપાસ કરશો નહિ. ફ્રૅન્ડ ફરરોખ મને

કહેતો હતો કે અત્રે ફેશ્નેબલ બૉમ્બેમાં તમારા વલસાડી વિચારોમાં પણ ખોદાની બક્ષેશથી આસમાન જમીન જેટલો તફાવત પડયોછ, વાસ્તે તમારી ફ્રૅન્ડશીપનું મને માન આપવાને તમો આચકી ખાશો નહિં.

" Forget me not,

જહાંબક્ષ"

**સનોબર**--( ગુસ્સામાં ) ફ્રેદુન, 'વૉટ રાઇટ હૅવ યુ ?'

**ફ્રેદુન**--રાઇટ? 'મૅડમ', બાઇ સાહેબ, મને દરેક right છે. આય અહુરમન રૂકકો તમારી છાતીમાં ( છુરી ઉપાડી ) આય સિધ્ધીને સિધ્ધી ચલાવી દેવાનો રાઇટ મને આપેછ. ( સોરાબશા તેનો હાથ ઝાલી લે છે, ફ્રેદુન છુરી ટેબલપર નાખી દે છે અને હાથમાંનો કાર્ડ ફરીથી વાંચે છે ) 'ડૉ. જહાંબક્ષ જાલનેવાલા' એ ચંડાલને અહીં ફુટી નિકળવાનો હકજ શું છે ? નાપાક ! આય કાગજ દેખાડેછ કે વાત બહુફીછ. આય "ડીયર" બોલ ડેન્જર સિગનલ છે ! ! આય "Forget me not" પ્રીતુરી ફનાબાજ પ્રીતનેઅંગીઝ છે ! આય રૂક્કો મને કહેછ–હા, ખુલ્લે ખુલ્લું કહેછ કે ફ્રેદુન must forget you for ever; by God !. and forget you I will !

**સનોબર**--( ધ્રૂજતી ) ફ્રેદુન, હું–હું–હું–કસમપર કહેવુંછ કે અ–અ–આય કાગજ પ–પ–પહેલ્લોજ છે (વધુ હિંમત ધરી) એ familiar છે પણ faulty નથી—"ડીયર" બોલ ડગલે ને પગલે ડોસાં ડગરાં બી આજે વાપરેછ ને "forget me not" બારણે બારણે તોરણોપર આપરામાં તંગાયછ.

**બહેલુભઇ**--હઉવે ! હઉવે ! ! મારી નજઇએબી એક તોરણ પર એવું કંઇ ભુહી મારેલું ! હુંએ તેનો મેનીંગ પુછેલો તે ઇને કીધેલું જે ઇવું કંઇ ફુલ આવે નેં આય તોરણ, બાપા, તે ફુલની ગવાહી પુરે. એ ફુલ વેલાતમાં ઉગે તેથી આપણે ઇની તોરણ હીંયા તાંગ્યે–ચાલ ફરેદુન–મારો બાપો કરૂં, હવે એ વાત લાખી દે. (તેની પાસે જઇ તેને પેટમાં ચાંપે છે.)

**ફરશેખ**—મી. સોરાબશા, ફ્રેદુન, સનોબર, હું પ્રોટેસ્ટ કરૂંછ કે ફકત આય લૅટરને લીધે ડા૦ જાલનેવાલા જેવા જૅન્ટલમૅનને આપરે આટલો વખત ખોટી કરવા જોઇએ નહિ, તમે લોક ભુલી જાઓછ કે સોસાયટી એ ડાકટરને માન આપેછ.

**ફ્રેદુન**--(મેજપર હાથ ઠોકી) જાહાનમમાં નાખ સોસાયટીને! એ ચંડાલની મકદુર હોય તો હયાં પગ મુકે!

**ફરશેખ**--સનોબર હું ધારૂંછ કે ડૉ. જહાંબક્ષને આવકાર આપવો કે નહિ તેનો ચુકાદો ઘેર-ધણ્યાણી તરીકે તમારે કરવો જોઇયે.

**બહેલુભઇ**—એઅદબી માફ છે ફરરેખ હેઠ, હું "બાલેહટર" તો નિંહ, પણુ પારકા મરદને ઘરમાં ઘાલવો કે નિંહ તે ઠરાવવાનું કામ માટીડા મનીખનું છે,-બઇરાંનું નિંહ-કેમ, હોરાબહા હેઠ, બોલ્યા નિંહ ? ધનજીહા હેઠ, ચુપ કેમ થીઇ ગયલા ?

**સનોબર**--(જહાંબક્ષના કાર્ડ સાથ રમતાં, ડગમગતાં) ફરરેખ, એ જહાંબક્ષે જે મારી સાથે નાલાયક ચાલ ચલાવી તે જોતાં, એને ત્યાર પછી જાહેર કીધેલી દલગીરી છતાં 'વિઝીટર' તરીકે દાખલ કરવો કે નહિ તે બાબે હું ઘણી 'ડાઉટફુલ' છેવું.

**ફરરેખ**--સનોબર, જહાંબક્ષ એક ડોકટર છે. અને રેસ કાઉન્સલ તરીકે જાણીતો છે. તમારી આવક વધારવા માટે હું તમુને રેસીંગ સ્ટડસ રાખવાની મજબુત ભલામણ કરવાનોજ ઉતો અને તેમાં ડૉ૦ જહાંબક્ષની સલ્લાહ તમુને સુન્ના મ્હોર જેવી થઇ પરશે; વરી તમે જો એને હમણુા કોહું નહિ આપશો તો 'કલ્બ્સ' માં એમજ બોલાશે કે સનોબર કપટી છે ને ફ્રેદુન અદેખો છે.

**સનોબર**—અ-અ-આ-ને-દો, કાયતાન.

**ફ્રેદુન**--ખબરદાર! તારી મકદુર હોય તો તું તેમ કરજે સનોબર;-'નૉટ ઍટ હોમ', કાયતાન, બોલોઃ "આપુન કોઇ દિન મિલનેકુ નહિ શકેગા." મી૦ ફરરેખ, ઘેરબેઠાં આવીને મારી 'વાઇફ' ને એવી સલ્લાહ આપનારા તમે કોણ ? હું તમુને 'ચેલેન્જ' કરૂંછ કે મને કહો!

**પરવીઝ**—ફ્રેદુન-મારો ને સનોબરનો બચગીથી ધાડો એખલાસ જોતાં મારા ફરરોખ એના ભઇ સમાન છે ને તેથી તમારા જેટલોજ હક એવણ સનોબરને સલ્લાહ આપવાને ધરાવી શકે.

**સોરાબશા**—તું વાજબી નથી પરવીઝ; 'લીગલી' ને 'મૉરઅલી' બેઉ રીતે એ પગલું ખોટું ગણાય, સમજ પરીની; મૉરઅલ ઍટીકેટ તું એથી ખુન થયલું કહેવાય, સમજ પરીની; બધાં સોશીયલ ઑબ્લી-ગેશન્સ એથી એક ફટકે ઉંધા થઇ જાય, સમજ પરીની; તમારૂં મત શું છે બહેલુબાવા ?

**બહેલુભઈ**—હવક તો પોતાનું મત આપી ચુકેલો ? આ ધનજીહા હેડને પુછો તો હારૂં ! (કાલી કાંઇ બોલવા જાય છે તેનો હાથ ડાબી) તું અમોલો બેહી રહે, આપરે હું હિઆબમાં ?

**ધનજીશા**—(ધનબાઇજીના કાનમાં) ધનઇ શું જવાબ આપું ? હું તો બધો ગભરઇ ગીયોચ; લાવ ગલેબંધ કહારી નાખને. ( ગલે-બંધ છોડવા જાયછે; નજી મદદ કરવા જાયછે ).

**ધનબાઈજી**—અરે બેસીઇ રેની માઆય; તું કાં આય ગોઓરા લઅરઇમાં વઅચ્ચે પુરાય ?

**બહેલુભઈ**—ફરેદુન હેઠ, મંભઇ આવેલો તો આવેયો પયણ હુધરેલી હંહારી ખટપટ તો દિઠેલી ! નજી, કાલી, ઇફાનો ધરો ઇફાજ પખોરીને વલહાર જજો—હમજેલાં કે ?

**કાલી**
**નજી** }—હારે બાવાજી.

**સોરાબશા**—કેમ ધનજીશા શેઠ, કંઇ બોલતા નથી ?

**ફરરોખ**—(ભાષણરૂપી અદાથી) મી. સોરાબશા, 'બાર'ના એક આગેવાન 'મૅમ્બર' થઇને તમે એ ઓલ્યા-દોલ્યાઓને એટલું વજન શું કામ આપોછ ? એથી તો તમે એ લોકની અણધારેલી "પ્રેઝ-ન્સ"થી ઉપજેલા કચવાટમાં જબરો ચચરાટ ઉમેરોછ. ડા. જહાં-બક્ષના એક 'ફ્રૅન્ડ' અને 'બાર' ના એક આગેવાન 'મૅમ્બર' તરીકે ૧૦) મીનીટ સુધી તેની ઇજ્જત સામે નાપાયાદાર શક લઇ જઇ

કાયદા કાનુનનો ભંગ કરી આય ઘેરમાં 'ડીટેન' કરવા માટે હું ફ્રેદુનને 'કોર્ટમાં' પૂછી શકશ.

[ સોરાબશા, ધનજીશા અને બહેલુભઇ હસેછે]

**ધનબાઇજી**--મઅરેરેએ, આવતી ને જઅતીને સાં કેઉં ? આય મુવો ધારૂ મંગાવેલો તાઆરેજ મે ધાઆરેલું કે માઆથા ભાઆગસે; ધીકરા સઅનોબર, ધઅણીનું કેએવું તો કઅરવું જોઇયે, (ધનજીશાને ગરદન દાબતા જોઇ) ધઅન, એ ભોઓચી સું દાબ્યા કરો ? ગઅલપટો બાંધી દેઓ.

[ ફ્રરરોખ સનોબર સાથ પસગવત વાત કરે છે. ]

**બહેલુભાઇ**--બાંધો ને છોરો-બાંધો ને છોરો, એ એમ હું કરો ?--ધનજીહા હેઠ, ગરદનપર "ફ્રેન્ચ" પાલીહનો એક હાથ મારી દેવો, કે ગલેબંધની કાહર પટી જહે ! (સોરાબશા હસે છે.)

**સનોબર**--ફ્રેદુન, હું ચોક્કસ ઠરાવપર આવીછ કે ડો. જહાંબક્ષને 'ઍડમીટ' કરવા જોઇયે.

**ફ્રેદુન**--હું તુંને કહી ચુકોછ કે તારી મકદુર હોય તો તેમ કર, પણ યાદ રાખજે કે પછી તું તારે ઘેર ને હું મારે ઘેર. સોસાયટીના નામને ઝાંખ લગાડનારા એવા બેમુરવત બદકારને મારો ઉંબર હું ઓળંગવા દેનાર નથી !

**સનોબર**--એ દમ ભરાવવાના વખત વહી ગીયા ફ્રેદુન, ('બૅલ' ઠોકે છે ) કાયતાન-ડાકટર સાહબકુ એકદમ આને દો—(જહાંબક્ષ તુરત દેખાવ દે છે) આવો ડૉકટર, ગ્લૅડ ટુ—

**ફ્રેદુન**—ખબરદાર !—

**સોરાબશા**--હં હં-ફ્રેદુન-ફ્રેદુન—

[ખુરશી ફેંકી તેની સામે અટકાવ નાખે છે,
અને સનોબરને એક મજબુટ અછાટ મારવા સમેટ
જહાંબક્ષ સાથ ઝપાઝપી કરી તેને બહાર હડસેલે છે
ફ્રરરોખ વચમાં પડે છે; સનોબર અછાટ સમેટ ટુટી
પડતાં એક ટીપોઇની કીનારી તેણીને સખત વાગે છે,

અને તેની ઉપરનું ફ્લાવર વાઝ પડી ચુરો ચુરો થાય છે; તેણીની બુમથી માર્યન, ભીખલી, મસાલ ધસી આવેછે: ધનબાઇજી, પરવીઝ અને સોરાબશા તેણીની સહાયે થાય છે; બહેલુભઇ ધનજીશાના કાનમાં, અને કાલી નજીના કાનમાં "ધુસ ધુસ" કરે છે; ભીખલો અને કાયતાન ગભરાટમાં આમતેમ દોડેછે અને ભીખલી ડોલા કકડાવેછે તેની પરવા કર્યા વિના ભીખલો ડીકૅન્ટર ઉઠાવી બાજુમાં જઇ ગટાવેછે અને કાયતાનને ધસડી તેના મ્હોમાં તે ઓસી તેને પિવાની ફરજ પાડે છે-મ્યુઝીક. ]

## 'ટાબ્લો'!

### અંક ૨ જો તમામ.

---

## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

---

**સ્થળ:—મુંબઇ** (ચાલુ).

[દેખાવ:—સોરાબશાની ઑફીસ. એક કાચની સ્ક્રીનની બાજુમાં સોરાબશા 'લૉ-બુકસ' વાંચતા અંદેશામાં બેઠા છે; 'લૉ-બુકસ' આમ તેમ વિખરાઇ પડી છે, 'કેલેન્ડર' વિગેરે ટાંગેલું છે; બીજે છેટે ફ્રેદુન એક ઉંચી ડૅસ્ક આગળ ઉભો રહી 'લૉબુક' ગોખે છે. હિંદુ, પારસી, ફીરંગી કલાર્કો, એકાદ ટાઇપીસ્ટ, સિપાઇઓ કામ કરતા નજરે પડે છે. વચમાં એક ખુરશી ઉંધી પડેલી છે; બહારથી કાગડાની "કો-કો"નો અવાજ આવે છે.]

**સોરાબશા**--(ખીજવાઇને 'બૅલ' ઠોકી) હવાલદાર, યુ સ્ટુપીડ ! તુમચા કાન ફુટલા હય કાય ? એ કાઉલા ઉરવા.

[હવાલદાર કાગડાને ઉરાડી વિદાય થાય છે; બહારથી 'મોટર વૅગન'નો ખખડાટ સંભળાય છે, સોરાબશા વધું ખીજવાય છે.]

હૅંગ ધીસ કચરા વૅગન ! એનું ઇન્ટ્રોડકશન કોણ જાણે કીયાં કોહેલાં ભેજાંમાંથી નિકળયું !

[વાંચે છે; બહારથી ગાડીનો ચંગ "ડીંગ ડૅાંગ" થાય છે; તેની પાછલ ટ્રામવેનો ચંગ "ઘોમ ઘોમ" કરે છે, તેની પાછળ સાઇકલનો ચંગ "ટીંગ ટીંગ" કરે છે, અને તેની પાછળ "મોટર" નું ભુગલું "ભોં-ભોં" કરે છે. તેની પછવાડે ગ્રામોફોન વાગે છે.]

પટાવાલા, (પગ ઠોકી) એ અમચી પાઠીચા ડાર ઉંઘરા કસાલા તાકલા ? એકદમ બંધ કરા; દુસરી વખત જર અસા ઝાલા તર ચાકરી ગમવુંન તાકસીલ, સમજ પરલીની ?

[પટાવાલો બારણું ઢાંકેછ, સોરાબશા ખીજવાઇને બડબડતા પાછું વાંચે છે, જરાવારે બળવંતરાવ કલાર્ક આવી સ્ક્રીનપર ટકોરા મારે છે.]

**બળવંતરાવ**--May I come in Sir?

**સોરાબશા**--યસ.

**બળવંતરાવ**--સર, કાઉન્સલ મી૦ મારફટયાની વર્ડ પાઠવલા અરધા ગંટા મંડી એતો કરૂનસી.

**સોરાબશા**—વૅરી ગુડ; તુમી ફ્રેદુન શેઠલાજ કસાલા નિરોગ નાય દિલા ? ઘરી ઘરી અસા 'ડીસ્ટરબન્સ' હોયલ તર how ઍમ આઇ ટુ પ્રૉસીકયુટ માઇ વર્ક ? દુસરી દહા અસા કેલાસ તર એ માર-આની-ફટકા સમદા તુમચા શીરવર પરેલ, સમજ પરલીની ? (બળવંતરાવ જવા ચાહે છે) 'બાઇ-ધ-બાઇ,' બળવંતરાવ,

તુમી જરા પોલીસ રૅગ્યુલેશન વર સાવકાસ નજર કરાઃ ભાડ્રૂત્રી ગારીચા 'બૅલ' કહાડૂન ટાકલા આનકી 'પ્રાઇવેટ' ગારીચા સાટી તસા હુકુમ નાય કહારલા તે કાય કારણાની? લૉયર લોકાચી ગારીચા કાય• Exception કેલા હાય કાય તે તરી પહા.

**બળવંતરાવ**—વૅરી વૅલ સર. અતાંજ પહાતો.

**સોરાબશા**--આ પાહ હવાલ્દાર Law Report for 1906 આના.

[ હવાલદાર અને સિપાઇઓ ધુમ શોધ ખોળ કરે છે પણ રિપૉર્ટ ન જડતાં તે એક પારસી કલાર્ક કને જાય છે. ]

**હવાલદાર**—રસ્તમજી શેઠ, સોલીસીટર સાહેબ તે રીપોટ માંગત તે ગાવત નાય, લઇ તલાસ કેલી, જરા તુમી આસ્તી રાહવુન સાંગાની.

**કલાર્ક**—(કલાર્ક આમથી તેમ તલાસ કરતાં) અરે પણ મી તર આસ્તી રાહવુંનજ સાંગનાર પણ તે કાઇ આસ્તી રાહઉન આઇકનાર હાય? (સો. આગળ જતાં) બગા અથાં 'બમ્બાર્ડમેન્ટ' કસા સુટતે! સાહેબ રિપોર્ટ તો રદ્દી સ્તોર્સનું ગયે અઠવાડીએ લીલાંઉ કીધું તેમાં વેચઇ ગીયો હોય એમ માલમ પડેછ.

**સોરાબશા**—વેચઇ ગીયો? તમે પોતે કાંય નહિ સાથે વેચઇ ગીયા? What say you? અરે તમે મારી આફીસની ને મારૂં એઉનું લીલાંઉ કરવા માંગોછ? મારી આબરૂ લુટવા માંગોછ? મને નહાન નહવરાવવાનો સોદો કરોછ; બાળુ–ઉસમાન–ઢોંડું–હવાલદાર (બૅલ જોસમાં ઠોકે છે, સિપાઇની દોડ પહોંચે છે.)

**હવાલદાર**—શેઠ, ઉસમાન તુમચી ચાહે અનાયલા ગેલે, ઢોંડૂ ફ્રેદુન શેઠચા ઘરી નિરોગ ગેવુંન ગેલેલા હાય, આનકી બાલુ તુમચા તેબલ્યાચા ખાન્યાચી ચાવીયા સાફ કરતે, આનકી—

**સોરાબશા**—આનકી ઢોંડા માટી તરી કોની આનાયલા ગેલે હસેલ! (પુકારેછે) I say બળવંતરાવ—

**બળવંતરાવ**—સઅ અ અ અ ર (ભીંતપર ખુણામાં પાનની પચુકરી મારી રૂબરૂ આવે છે.)

**સોરાબશા**--તુમાલા કોર્ટમદી તે બ્રીફ્ર ગેવું'ન જાયાચી હોતી તે when will you take it? પાંચ તર વાજુન ગેલા. કાય? તૈયાર નાહી હાય? એ બગા અથા તુમચી તૈયારી હોવું'ન જાયલ? અસા હરામખોર માણુસ માળા પાયજજ નાહી. પાંચ વાઝતાની બ્રીફ જાયલ નાહી તર બેરીસ્ટર સાહેબ અમચા જીવ ખાયલ, ફરનાનડીઝચી એકદમ હૅલ્પ ગ્યા—where is he? (પુકારે છે)
ફરનાનડીઝ—(બૅલ ઠોકે છે.)

**ફરનાનડીઝ**--(સ્મોકીંગ છોડી જોસમાં ખુરશી ખીસાડી) સઅઅઅઅર.

**સોરાબશા**--Look here please, I am not a man to put up with your Goa tactics. કરી ચાવલ ખાયાલા એતે આની કામ કરાયલા મરતે! એ બળવંતરાવલા assist કરા. Do you hear me?

[સો. અને ફ્રે. પાઘડી છત્રી લાકડી લઇ જાયછે; બળવંતરાવ અને ફરનાનડીઝ લખવામાં રોકાય છે; રૂસ્તમજી ઉઠે છે.]

**રૂસ્તમજી**--નખ્ખોદ ગેઇ આય ખુરશી તો જાણે નવો જીવ લઇને જનમીછ! આઇ સે આતમારામ, એ ખુરશી કાય માજી નાહિ; અમચા પારસી લોક એવરા માકર જમા કરૂ'ન ઠેવીટજ નાય.

**આતમારામ**—(પાનની પચકરી મારી) એ રસ્તમજી, તું સ્વતા મોઠા માકરા હાય.

**રૂસ્તમજી**—તું ખુરશી બદલી નાય કરતે ની? ચાલ, તવાં મી ઉપાય કરતો—(પુકારે છે) બાલુ—બાલુ ટારપીટચી સિસલી હાન—અત્તાં સધળેચા નિકાળ કરતો!

[બાલુ શીશી લઇ દોડતો આવે છે, આતમારામ પોતાની ખુરશી અદલ બદલ કરે છે.]

**આતમારામ—અરે** બાબા જાવુંનદે જાવુંનદે, મોકરા મારૂંન નકો—અસા જીવ હંત્યાચા કામ કરૂંન નકો!

**રૂસ્તમજી**—લેવો, આય એનામાં જીવદયાનો જુસ્સો ઉભરી નિકળ્યો તે જોવો! નખ્ખોદ ગીયાઓ આખ્ખા—ને આખ્ખાં જીવતાં જાગતાં માણસો રહેંસી નાખેચ ને ઉંધારા પરવાની વાત આવેચ ત્યારે ચાંચરની કાંની ચટકીને છુપાઇ જાયછ! ગે તુજી ખુરશી

[ આતમારામ રૂસ્તમજી પાસેથી લીધેલી માકરવાલી ખુરશીપર બેસે છે, અને તુરત સવર-સવર કરતો ઉઠે છે. ]

**આતમારામ**—હેત હાઇસ! હેત હાઇસ! ઉસમાન ઉસમાન, એ ખુરશી જરા ઝટકો.

**ઉસમાન**—શેઠ, તુમ બાલુકુ નહિં બોલતા હય, અમકુ કયું બોલતા? કયા એ જીવદયા કરનેવાલા હય, હમ નહિ હય?

**આતમારામ**--બાલુ, બાલુ,—જાવુન દે બાબા, ખટપટ સૌર, •એ ખુરશી જરા માલા ઝટકુન દે. (એક દોઢીયું હાથમાં સૈરવે છે, બાલુ ખુરશી જોસથી ધમાધમ ઝીકારે છે, ફરનાનડીઝ છેડાય છે, અને કલમ પટકે છે.)

**ફરનાનડીઝ**—ચૅરે! એ કાય કરતો? બ્રીફ 'કોમ્પ્લીટ' નાય ઝાલી તર અમી તુઝા નાવ ગેવું.

**રૂસ્તમજી**—અરે આતમારામ, આતમારામ, એ કાય સઘલી ફરની-ચરચી સત્યાનાશી કરતો? લાકુર ઝાર મદ્દુન કાપલા હાય, આની **ઝારા મંદી તરી** જીવ હાય, અસા અૅમી આતમ-વિદયાચી ચોપરી મદી વાંચલા હાય; સઘળી ભીંતીવર ઠુંકુન ઘાણુ કરતો આની આંટલા સઘળા બારીક જીવચી ઘાત કરતો, તી બસ નાય કાય, ખુરશી મોરાયલા લાગલો? પારસી શેઠચા નમક અસા હલાલ કરતો કાય?

**આતમારામ**—અરે બસ-બસ, પારસી શેઠવાલા! અમચા લોકા સિવાય, તુઝા પારસી શેઠચા ચાલત કુઠે?

**રૂસતમજી**--(તૌરમાં) અમી લોકંહિંદુ નોકર ઠેવતે,—તુમચા બાપાની પારસી નોકર ઠેવલે તે? કોણુતી ખુદ એકીલાચી હિંદુ આફીસ મંદી, માલા પારસી નોકર દાખવેલ?

**એજનજી**--હવાલદાર હવાલદાર, પ્લેગ પરત શિરૂ ઝાલા હાય, સાહેબાની હુકુમ કેલા હય (રૂસતમજી તરફ આંખ મારી) કે સઘળા રેકોર્ડ ખાલી કરૂન સાફ કરાવે આની ફીનાઇલ ટાકાવે--કાય? તુમાલા અવકાશ નાય? ચલા, મી મદદ કરતો (૪ ૫ દફતરો ધડોધડ ભોંયપર નાખે છે અને ઢોંડુના કાનમાં કંઇ કહે છે જે બાલ્લડી બુતારો લાવી પિચકારીએ ખરડાયલી ભીંત ધોવા પડે છે, ઉસમાન ફીનાઇલ લાવી છાંટે છે, ફરનાનડીઝ અને બળવંતરાવ ચિરડાઇને 'ચ્રીફ' ખાનામાં મેળે છે. )

**એજનજી**--કાયરે ચિરચાંઉ, અથાં ઠીકાણાવર આલો? ફીતીતરી સાંગતે તરી તુઝી જાતવર જાતે! નખ્ખોદ ગીયાને કેટલી વખત કહ્યું કે સાડાચાર વાગા પછી કલમ હાથમાં ધરવી નહિ! શેઠનો વહાલો થવા માગેછ! આજ ફંડ ઉઘરાયચી તુઝી પાળી હાય તે વિસરલો કાય? સુકીરવાર હાય, ચાર વાજુન ગેલા આની ચાહ બીસ્કુ ટચા તરી ટાઇમ ઝાલા.

[ફરનાનડીઝ રૂસ્તમજી તરફ 'રૂલ' ફેંકે છે, રૂ. તેને ગરદનમાંથી પકડી મારવા લે છે; ફ. કાલાવાલા કરે છે ]

**રૂસતમજી**--એક સરતવર સોરતોઃ ટોપી ગેવુંન એકદમ ફંડ જમા કર.

( તેને પછવાડેથી પૂછડું બાંધે છે.)

**ફરનાનડીઝ**--કાબુલ કાબુલ ( ટોપી લઇ પૈસા ભેગા કરે છે.)

[ સીપાઇઓ ચાહ, બીસ્કોટ, દાળ, ચના વિગેરે લાવે છે, ફરનાનડીઝ હળવેથી લલકારવા માડે છે જેને સઘળા ઉતેજન આપવાથી તે ગાય છે.]

## ૯. ગોઆનીઝ સૉંગ.

[ગાયન ચાલે છે તેટલાં રૂસ્તમજી હિંદુ કલાર્કોનાં જોડા વેસ્ટ પેપર બાસ્કેટમાં ભરી રેકોર્ડ કબટમાં મુકે છે; એજનજી ઘડીયાલનો કાંટો પોણા પાંચપરથી સાડાચારપર લાવે છે અને 'આ ઑફીસમાં માકર

[ચાંચર મારવાની સખત મનાઇ છે પણ ભીંતપર
ઠુકવાની અને મનુષ્ય વધ કરવાની પુરતી છુટ છે,'
એમ લખેલું કાર્ડ બોર્ડ તાંગી દે છે.]

**હોરમસજી**—આઇસે રૂસ્તમ, આય બાસ્તાંઉનો રાગરો હવે પુરો થયો; હવે પેલા મારા ખાસ 'કમ્પોઝ'; કીધેલા સૅાંગનું આપરે 'રીહઅરસલ' કર્યે- (અરસપરસ પોતપોતાની ભાષામાં સઘળા ગાય છે.)

**૧૦. ગાયન.**

[સઘળા ઘડીયાલ તરફ જોય છે તેમાં લગભગ
૪-૪૦ થયલી જોઇ ફરનાનડીઝને શક પડતાં પોતાનું
પૅાકેટ વૅાચ કાઢીને જોય છે]

**ફરનાનડીઝ**—ચેરે ! રૂસ્તમજી એ તું કાય કેલાસ ? પરત ઓરીયાલ 'સ્લો' કેલાસ ! માઝી વસઇચી ત્રેન ચુકલી ! અતાં માકા, નવાચી ત્રેન સિવાય સુટક નાય (મારવા ધસે છે.)

**રૂસ્તમજી**—ખબરદાર સિનોર ! તુઝા બાપાની 'સ્લો' કેલા ! અમચા પારસી લોક કાહી 'સ્લો' કરીતજ નાય, સઘળા અગદી 'ફાસ્ટજ' કરતે !

[સઘળા હિંદુઓ અને ફરનાનડીઝ દોડધામમાં
પડી ધમાધમ ખાના કુંચી અફાળી ટોપી ફુપટા
વિગેરે ઘાલવા માંડે છે.]

**હોરમસજી**—આઇકા ! તુમી લોક લવકર લવકર પળટાત ત્યા સાટી મી ઉદયા સોરાબશા શેઠલા ફીરયાદ લાવેલ.

**હિંદુ કલાર્કો**—(સઘળા એક અવાજે) અરે, મેલા તુઝા સોરાબશા શેઠ !

[પારસીઓ તેઓપર તુટી પડે છે]

**પારસી કલાર્કો**—ખબરદાર ! તુમચા બોલ "વીદ્રો" કરા- say "સોરાબશા શેઠચી જય-સોરાબશા શેઠચી જય" શ્રી ટાઇમ્સ-નાયતર સોડાયચા નાય.

**હિંદુ કલાકોર્**—બાબા જાવુન દે! જાવુન દે! પોકારતો–પોકારતો—

[સઘળા હિંદુઓ પગે પડે છે, ત્રણ વખત પૂકારે છે, અને વિખરાય છે.]

---

# પ્રવેશ ૨ જો.

[દેખાવઃ–ધર્મશાળાનો બે ખંડવાલો એક ઓરડો, વચમાં આડકત્રો સ્ક્રીન.–કારભારી કાનજીભઇ હાથમાં જાડી ડાંગ, ગલાંમાં લટકતું સાંભળવાનું ભુંગળું, ગોળ વાળેલા ભરાવદાર ગુચ્છા–જે ઉપરથી લંબાઇ નિચે ઝુકાઇ પડયા છે, લાલ પાજની ઇજાર, (એક પાયજો ઉંચો એક નિચો) સુફેદ મોજાં, રેગાનનાં બુટ, કોર ભરેલો લાંબો સદરો, ખાંધે રૂમાલ, કીનખાબની આગળથી કીનારી વાળેલી ટોપી,–પળેપળ ગુચ્છાને આંગલાંવતી કર્લ કરતા ખોડંગતા આવે છે; ઓરડામાં એક કૅમ્પ વૉશીંગ ટેબલ–ત્રંકો, જગ, ગીનડી, 'ડૅકચૅર' કૅમ્પ કૉટસ, રજાઇ, બીછાના ઓલ્ડ ફાશીન બુટ, શુઝ, સપાટ, જોડા, તસ વિગેરે.]

**કાનજી**––(રામલીને સામન નુછતી જોઇ) રામલી, યે ઇફા હું ધકેલા ખાતી છે? હાથ બીથ ધોવરાવવાના નિંહ મળે કે? તહ બરોબર માજેલી કે?

**રામલી**––યે પયણુ છેડ, એમ છું કરતા સો? ખાવાનું પુરૂં થયા અગાઉ એ લોકના હાથ ધોવરાવી લાખો કે? (સ્વગત) હાથ ધોવરાવાનો વખત તો જાતી વેળા આવછે.

**કાનજી**––(ભુંગલું કાને લગાડી) યે હું બડબડતી છે? યે તારી બડબડવાની તએહ હજુન જાતી છે નિંહ?

**રામલી**––(કકડા મોરી) મુવો પિટયો!—છદાનો યેવો ચિરડઉ રહી ગીયેલોઃ. પરમેહરે એક પગ લંગરો કીધેલો તે બેઉ કાપી લીઇધા હોતે તો કેવું હારૂં.

**કાનજી**—એ શું બડબડતી છે ? નિંહ જાતી ?

**રામલી**—લો ચાલી. ( જવા કરે છે અને ઉભી રહે છે-કાનજી ડોલા કકડાવે છે; ફરીને તેમ થાય છે; રામલી જાય છે. )

**કાનજી**—હો માકા, અદુ, દોલા, રામલા, બધા કાંહ મરી ગયલા !

**સઘળા**—આ આ આ આયા સાહુએએએબ.

[સઘળા ધસી આવે છે.]

**કાનજી**—કેમ ગબ્ધાઓ,-પહરોણાઓની મેનીજ હારી પખીન કરો કે ? દારૂ-બારૂ પિરહયો કે ! કંઇ બી ખામી રાખી તો, આ તમારો બયરડો ને આ (ઉંચકીને) મારી (અફાળીને) ડાંગ—

**માકો**—ફાટયો !

**અદુ**—ધસ્યું !

**દોલુ**—ચસકયું !

**રામલો**—છુનાપોર છધાવેલો રે મારા બાપ !

**કાનજી**—(ભુંગલું લગાડી) યે શું બકેલા !

**રામલો**—કાંઇ નિંહ રે છેઠ, અમે તો લીઇ કરીને કહુતા ઉતા કે છંધું 'રાઇટ' ''પરાપર'' સે; તમો જીવને ખાલીપીલી કુહરાવતા રખે. (દોલુને) એ ઓલો પેલો બહુલુકાકો કંઇ ચપાટતો સે, કંઇ ચપાટતો સી ને પેલો ધનજીછા, એની છાતે છરતના ઘોરા માફક છરત બકે, હઉવે ! વલછારમાં હું બી વછેલો પયણુ ઇવાં ભુખ્યાં વરૂ તો કોઇ દિ નિંહ દીઠેલાં. !

**કાનજી**—(ભુંગલું લગાડી) એ બહુલુકાકાનું નામ કોણે લીધેલું ? જુવો, હુતાનો—ફરીથી ''કાકા'' કરી એવણુને કેહો તો બયરડાની ખોળ ઉતારી નાખહ. એ તો મારા મુંરબબી છે; ભોલા-ભાલા પણ જીવના દુલ્લા; ઉંડી ડેલી ને ધીલી દોરી, હમજેલા ? પેલાં નાજા બાંનની મેનીજમાં કંઇ ક્યાહ રાખહો તો (ડાંગ અફાળી) ઉભે દાદરેથી રહતાપર ગબડાવા; હારી મેનીજ કરહો તો બખહીહ પામહો; જીટલો દારૂ પાહો ઇટલો પઇહો નિકળહે, યે હું તમુને પહેલ્લાંથીજ હિખારતો આવેલો છું; મારા ખીહાંમાં પઇહા આવહે તો તમારી પાકીટમાં પરહે; કુવામાં હોહે તો અભારામાં જહે; ઉપર ઉપર પિરહો-ઉપર ઉપર પિરહો, હમજેલા ? હાથ ખાંચતા રખે !

**અદુ**—પેલી પોરીનેબી છાકટી કરી નાખ્યે કે !—

**કાનજી**—(ભુંગલું લગાડી) એ હું બોલેલા? (ડાંગ અફાળી) પોરી! તું નાજાંમાયને વાહતે ઇમ બોલે કે! તારી જીભ કાપી લેવા, દાંત તોરી પારા, ડોરા કાહરી લેવા (ધસે છે) તારી મકદુર હું-

**રામલો**—રાખો રે છેઠ, એમ છું કરતા સો!

**અદુ**—અરે શેઠ શેઠ, એ તો પાસેના વિરબાઇજીએ માનની પોરી રતુબઇને વાસ્તે મોકલીછ, તે હું મકુંજે તે બી પહરોણાઓને પિરસું કે!

**કાનજી**—(ઠંડો પડી) ઇમ કે! તિ વારે તો મારો ડાહયો દિકરો,-(મનસે) દિકરો! યે હું બકું! હજુન તો મારા દાંતમાંથી દુધ હુકાયલું નિંહ; કુમાર જીવો કાચ્ચો ને ગાભ જીવો તાજો. (જાહેર) અદુ જાતો મારો ભઇ કરા, દોલા મારો બાપ કરા, માકા મારો મમાવો કરા-

**રામલા**—(સ્વગત) તિ વારે મને છું બંનેવી કરવાનો કે! ઓલી રામલી જાણુહે તો લોહી પિહે. (દોલાના કાનમાં) દોલા, મને તો બધો રંગ જમેલો દિહે; ઓલી નજાઇમાં ઇનો દોરો ખોભેલો લાગે; ઇના ચેનચારા મને તો હારા દિહે નિંહ,-જરા તપાહ રાખતા રિહજો રે મારા બાપ!

[કાનજી "નજઇ" બોલ સાંભળી, કાને ભુગલું લગાડે છે, ડાંગ અફાલે છે]

**અદુ**<br>**માકો**<br>**દોલુ** } —ચાહ્યા સાહેબ, ચાહ્યા સાહેબ.

**રામલો**—જાતા છીયે છેઠ, જાતા છીયે.

[સઘલા ખાંધપરના ટુવાલો ઠીકઠાક કરતા જાય છે. પાછલા ખંડમાં, બહેલુભઇ, કાલી, ધનજીશા, ધનબઇજી, જમવા બેસે છે. નોકરો મેનીજ કરે છે; કાનજી વિચારમાં બાજુએ ઉભો રહે છે; નજઇ છુપા છુપ ગાતી આવે છે.]

## ૧૧. ગાયન.

[ગાયન પૂરૂં થતાં કાનજીપર નજર પડનાં તેના ખભાંપર હાથ મેલે છે.]

**નજાઈ**—એ એટલા ચમકોછં શાના ? કાનજી, એ તો હું છેઉં.

**કાનજી**—(બેધ્યાનીથી) અંહ રતુ છે ? (અચકીને) અંહ રામલી છે ? અરે તું છે ? ઇટલે કોણ છે ? યે મારા ભુંગલાંવાલા ક્રુાન આગળ હું કરતી છે ? આ "હાઇડે" આવી મરની ?

**નજાઇ**—જાબા ! કાનજી, પહેલ્લાં મુરતમાંજ એમ મરની ને ધરની શું કરોછ ? મુઇ હું આવતી ને જતી ! ઉંહઉંહ-ઉહું-ઉંહ-ઉંહ (રડે છે) હું બેસુધ્ધ થઇ જવશ જો ! મને બેસુધ્ધ થવાની આડત છે.

**કાનજી**—(ઓળખીને, સાવધ થઇ) કોણ ? મારી બાપુલી ? લાડકરી ? મનમોહન હાકરનો હિરો (ગળે લગાડે છે. ડાંગ પડી જાય છે.)

[રતુબઇ પછવાડેથી આવી બન્નેને જોતાં જાય છે અને સ્ક્રીન પછવાડે ખુણામાંથી છુપાય છે.]

**રતુબઈ**—(સ્વગત) મરેરે ! રોગ જાણેરે ! (કડકા મોરેછે) ભુસુંરે ! મુવાં આય ‌:કોતક જોવારે કોઇ ?—આઇજી મરે ઉભી ઓરી ને વહુજી ખાય ખીરને પોરી ! હું બહેલુકાકા સાથે જરા અમસું મન મનાવી સુખના સપના જોઉં કે આય દુખનાં ફાટયાં ભણું ? ભઇ થતો પંદર વરસે ભાઠેથી આયો તે આય કોતક દેખારવાજ તો ! (થોભીને) ચાલ જીવ—ગમ ખા !

**નજાઈ**—કાનજી-બર્યું એ લાડકરી ને બાપુલી તો મને નહિ ગમતું; મુવો મનમોહન કોણ ? કાલીભઇ કાલેજ ફરરોખ બેરિસ્ટર સાથે નાટકમાં જઇ આયા તે કહેતા' તા કે કોઇ મનમોહન તો નાટકમાં "પાર્ટ" કરેછ,—નેવોની હું તો હવે આય કાન આગળ વાત કરૂંછ, આય મુઇ બેબલગામણીને નિચે નાખો.

**કાનજી**—પણ તે વારે તુને કેમ બોલાવા ?

**નજાઇ**—કેમ બોલાવે વરી ? (રડે છે) જોવાની તે દહારે સનોબર ને પરવીઝ કેવું 'ડીયર' ને 'લવ' કરીને બોલતાં'તાં, એ બે બોલ તો મેં ખાસ મોહને કીધા,—મરે મુવા કેવા મિઠ્ઠા લાગે ! મરસ તાહરેબી એજ બોલસ.

**કાનજી**—"ડૅર"?–"ડૅર"નો "મેનીંગ" તો ગુજરાતીમાં વરનો ભઇ થાતો છે, ને ભાઠેનાં પંતુજીએ તો મને હિખવેલું કે ઇનો ઇંગ્રેજી "મેનીંગ" હરણુ થાએ

[નાચે છે અને જોડણી કરે છે]

ડી. ઇ. એ. આર ડૅર–હરણુ, ડી. ઇ. એ. આર ડૅર–હરણુ, ડી. ઇ. એ. આર ડૅર–હરણુ. પોરી, તું હરણી તો ખરી! મારી હરણી ઇ ઇ રે એ એ! (ગલે લગાડે છે. રતુબઇ કડકા મોરે છે) રરતી રખે, રરતી રખે, લવજી.

**નજઇ**—લવજી શું બર્યુંછ! લવજી કોણુ મુવો! 'લવ' બોલો.

**કાનજી**—યે એવું તોછરૂં હું હિખવે? લવજીજ કાનને હારૂં લાગે.

**નજઇ**—મને તો તમારૂં નામબી નહિ ગમતું, બરી લજવઇ લજવઇ જાઉંછ; હું તો તમુને હવે કેકાઉસ કરીને કહેવસ.

**કાનજી**—અરે આહતે રે! કેકાહુ હું! એ કેકાહુ તો મારી રતુનો આગલો માટીઃ ઇને ફારગતી આપેલી તે! યે નામ એ હાંભરહે તો જેર ફાકહે,—"કાનજી"ને હું કુતરાયે કરડયો?

**નજઇ**—પણુ તાહરે, કેકાઉસ નહિ તો કંઇ બીજું સારૂં જેવું નામ રાખજો. લાવો મને 'પ્રૉમીસ' આપો.

**કાનજી**—લે આ "પરામીહ." વાહ! પોરીતો દેખું ઇંગ્રેજીબી બોલતી છે! (સ્વગત) બચ્ચા કાનજી, તારૂં નહીબ આખરે ફરેલું હો. પયણુ હવે ઇમજ હેવટ હુધી પાહો હવરો પરેતો હારૂં, પેલી કોરે વરી બહેન રતુ છે.

**નજઈ**—કાનજી ડીયર, એ શું બબરોછ?

**કાનજી**—અરે યે તો ઇમ કે–લીઇ કરીને, મકુંજે, રતુ ને બહેલુ (ઉલટાવી) તું ને હું, બહેલુને રતુ (વિચારીને) નવજબાઇ કાનજીભાઇ કાન–ફટાકયા (વિચારીને) રતુબઇ બહેલુભઇ બેહરામ–માકા, વાહ! હું નામો હોભે! અરે પોરી, એ તારો બાપો પયણે તો તું ખુહી થાહે કેની?

**નજઈ**—શું? બાવો પણુને? કોણુ સાથે? કાંહ પણુને?

**કાનજી**--અરે આહતે રે, વરી કોણુ હાથે ? પેલી મારી બહેન થતી હાથે ! જીમ તારો બાપ તારી પયણુવાની વાત જોતો છે, તિમ, હું રતુની કાહર પટાવવા માંગતો હું. (વિચારીને) પયણુ એ હગાઇનું ચોકઠું કેમ બેહહે ! બહેલુબા મારા હહરા ને બહેલુબા મારા બનેવી. હું બહેલુબાનો જમઇ ને તિનો હારો. રતુ મારી બહેન ને રતુ મારી હાહુ. હારૂં છે કે એ મારી હાવકી બહેન થાય ને ઇના માબાપ ને મારા માબાપ-જુદાં ! ઇનો બાપ રંડાયો તિવારે મારી રાંડીરાંડ મા હાથે પયણેલો, ઇનો બાપ રીતમાં પોરી લાવેલો ને મારો બાપ પોયરો લાવેલો.

**નજઇ**—શું લવ, રિતમાં બસ પોરીજ લાયા ? ને પોરો કેવો ? મસાલાનો કે અમથો ? મરે, એ ભાઠેની એવી રિત હોશે તો ! ભાઠું ને ભાટયું, તે રિતમાંબી એ વાસી ભાટયાંજ આરાં પારી દેતાં હોશે. ! !

**કાનજી**--એ હું બકતી છે પોરી, અરે, "ડૅર" ? ઇની મા પોરીને લાવેલી ઇટલે રતુને લાવેલી, ને પોયરો તે આ તારો "ડૅર" હરણ, અરે ! લવજી.

**નજઈ**—પણ ડીયર, એ તમારી રતુના વરે ફારગતી આપી તેમ તમુનેબી કોઇએ આપેલી કે ?

**કાનજી**—(ચમકીને, ભુંગળું બાજુ રાખી કાન ખુજાવી) એ વાત એ પોરીએ કેમ જાણેલી ?

**નજઇ**—મારાં બહેરતન માય હમેશ મને કહેતાંતાં કે ગામરે ગોઠરેનાઓનો વિશ્વાસ નહિં કરવો; જો તમારા સમ, તમે ભાઠામાં આગળ કોઇ સાથે પ-પ-પ-પ-પણુનેલા કે ?

**કાનજી**—હા, પણુનેલો, ખોટું હું કરવા કેહું. પણુ જીમ રતુએ ઇના કેકાહુને ધુરના ફાકા ભરાવેલા તિમ મારી હુનઇએબી મને ભરાવેલા; જીવારે ને જી કલાકે કેકાહુએ રતુને ફારગતી આપેલી તિ દહારે ને તિજ કલાકે મે હુનઇને આપેલી; એ હુનઇ ને કેકાહુ ભઇ બહેન થતાં છે-જો હવે, હગાઇ પાછી ગણી લે.

**નજઇ**—પણ કાનજી, ભાઠેનાઓ તો કેવા બાવરની ગાંઠ જેવા હોય, ને, તમે તો–

**કાનજી**—ઇટલે ? તેમાં તે હું નવઇ ? હું ? ભાઠામાં હું તો ખાહહો લાઠી હરખો ઉતો, પયણ, મંબઇ આયવા પહી ઓલી ગટરૂ માહેલી "સુવ્વર ગાસે" મારી તબયતનું હતયાનાહ વારેલું, ને દરદો—(અચકી જાય છે)

**નજઇ**—શું ? દરદો ? ઓ માય રે !

**કાનજી**—યેહ ! પોરી તો જરામાં બીહ જાતી છે ! (સ્વગત) "પરામીહ" આપેલી ઇટલે કહેવું પરહે (જાહેર) નજી 'ડૅર" એ દરદો તો મંબઇમાં હોમાંથી પંચયાહીને લાગેલાં ! યે તો કોઇવાર જરા મારી બત્રીહી કલી આવે, કાનમાં જરા રતી ચહકા મારે નિંહ તો કોઇવાર નાકમાં ઝઝણી ભરાય, જરા લગાર આંખમાંથી પાણી ગળે તો કોઇક વાર કમ્મરમાં 'પૅન" મારે, નિંહ તો ગુરા ગળઇ જાય, એ હિવાય વરી અત્વારનવાર ખુમલા છમણાની મોહમ આવે ને કડોર ખવાય તિવારે લગરીક બાદી ને બદહજમી થાયે ને હેજ નજલો ને મરડો દેખાવ દિયે; એજ ! મંબઇમાં વહવું ને તન્દરોહ રહેવું, યે બે વાત કેમ બને ? પયણ, બાપુળી તું ગભરાય હાની ! એ બધાં દરદોનાં ઇલાજ મારી પાહે છે: પયણ્યા પછી મારી મંછા છે કે ઓલી ચિનીઓ રહતે રહતે ફરે તિની પાહે દાંત, કાન ને નાકમાંના કીરા કહરાવી નાખાહ ઇટલે તયણ દરદો પયટયાં ! આ કમ્મરપર તો ટારપીટ કે ધાહલેટ તારા નાજુક હાથે જરા ધહરજે, ધુરા નિકળી પરે તિવારે જરા ચંપી કરજે. નજલો ને મરડો તો છાલો-પાલો કરવે નાહી જહે; એતો અરહપરહની દુન્યા ! વરી કંઇ ખોદાતાલા ન કરે તુને ઇવું થાય તિવારે તારી ઉઠવેઠ હું કરા. (જોઇને) લે ચાલ, ઓલાં હંધાં જમી રીહેલાં.

[રામલી તેઓને તસમાં હાથ ધોવરાવે છે]

તારો બાપો આનીફા આવહે, મેં તુને હંધી વાત હવે કહેલી; હવે તિની આગળ કાલે પયણવાની વાત છેરહું—

[રતુબઇ જાહેર થઇ કાનજીનો કાન ચિમટી પગમાંની સપાટ કાઢી તેને ફટકાવે છે.]

**રતુબઇ**—લે મુવા પણુ—લે મુવા પણુ--તું પણુતો મરે ! ને તું પણુતીને બી શું કહેવું ? (મારવા ધસે છે; કાનજી ને નજઇ સટકી જાય છે; રતુ જવા કરે છે, પણ બહેલુબાને આવતા પાછી જોઇ છુપાઇ છે.)

**બહેલુભઇ**—લોક કહે કે હાડી ને બુધી નાઠી! હું, મારા બાબમાંબી એમ હોહે ? ઓલી રતુને જે દિવહથી મે દિઠી તે દિવહથી મારો દોરો એ નામાં ખોભેલો. પોરીએ આગળા વરંને ધુરના ફાકા ફકાવેલા ઇવું હંભરાય; કોઇનું કારજ તોરેલું તો કોઇનાં વિલ વહતારાં ખોટાં કરાવેલાં, કોઇની ઇલપીલ ધોયલી તો કોઇના ઘેર ભાંજેલાં. તે દિવહે બબરચીખાનામાં દોલાને મેં એવોજ ઇહારો કરતાં હાંભરેલો. ઓહે !–એ તો ગર ગામરેનાં માટીઓ ઇવાજ ! કંઇ છંદ–બંદમાં ફહેલો ઓહે, તિ એ બીચારી અહતરીએ ફારગતી આપી હોહે. બાપા મારા, એ ફારગતી ને કારગતી, યે તો બહુ એજમતી ! ! એ જો નિંહ હોય તો પછી ગમે ઇવું લાકરે માકરૂં એઠું ઓહે તોબી મંભઇના મરઘા પેરે એહી રહેવું પરે ! પેલી મારી પોરી નજી મારીપર જબરો દોર ચલાવે; એ છે તો વિહ વરહની પયણુ ખાહહી વછેરા માફક ઉછરેલી ને પચીહ વરહની દિહે; મારી તો હિપઇગીરી કરે ! "બાપા બાપા" કરતી ઉતી ને મંભઇ આવીને ઓલું કંઇ ગપ્પા ગપ્પા–(અચકીને) નિંહરે, "પાપા પાપા" કરે. ઓલો કાનજી ઇની હાથે પ્યારમાં પરેલો (વિચારી) યે બી ઠીકજ છે. રતુ રતુ, રખે તુ આ બુધ્ધાના વરહ વેચે ! અત્યારમાંજ તેં મને લેલેગુરે ને લટુજી કરી નાખેલો, પયણુ, યે છે કાંહ !–ઇફા આવવાની ઉતી ને પત્તો મળે નિંહ—

**રતુ**—(જાહેર થઇ) ઓ હું મરૂંરે મારા બહેરામશા બુલબુલ, તમે મને કેવી ચહાવોછ ! કહેજે ગર–ગામરાનાં તો "ઇસ–પીચ" નહિ કરે ને તમે તો અહીંયા એખલા એખલા કેવું પરાં પરાં બોલી ગીયા.

**બહેલુભઇ**—તિવારે તું હંતઇને હાંભરતીતી કે ? રતુ, હાચ્ચું-કહેજે, તું મને પહંદ કરે કે ? ઉતાવલે પયણી પછી ધીરેથી પહતાય તો નિંહ કે ? હમણાં તો મને બુલબુલ ધારે પછી ધુવર હમાન તો નિંહ ગણે ? બહેરામહાની આંખમાં બહેરામહા તો નિંહ લાવે ? પયણુ, તું હું ધારે ? મારી ઉમ્મર કેટલી ઓહે ?

**રતુ**—( બહેલુભઇને માથાથી પગ સુધી નિહાળી ) કેટલી ? મારાં કાંહન્યા કરતાં તો જુવાન લાગોછ, ને ખાસ્સા દુધના પરભ જેવા આસુદા છેવો, ઘણું તો ૫૦ વરસ હોશે.

**બહેલુભઈ**—( રતુના ગાળપર આંગળી મારી ) ખાહહો કાય-કોજ બાદ કરી નાખેલો ! આવતા આહમાન રોજે ૫૫) પર ૫) પુરાં થાહે; કેટલાક બેટીબાપો તિહ પાંત્રીહ હુંધી ધહારાબંધ તન્દરો-હતીના રહતાપર ધહયા જાય ને એકતાલીહમું બેહઠાં ઘોરનાં પગઠયાં આહતે આહતે ઉતરવા માંડે; પયણ હાલ પંદર પચીહ વરહ તો બંદાને કંઇ ધાર ખાવાની નિંહ—હોરી આવ-( ધસડે છે ) ઉજરડાંમાં આવ; આ મારી આંખ તો જો ! ( બતાવે છે ) દિહે કંઇ ખારા ખમોચ્યા ? વળેલી કંઇ કરચલી ?

**રતુ**—ઓવાર્યા રે તમારીપરથી ખારા ને કરચલી ! તમારી આંખ તો ખાસ્સી હરણુ જેવી તેજ છે.

**બહેલુબાઇ**—હવે તપાહી લે, આય મારી ગરદન ને આય મારો ( છાપટ મારી ) બયરડો—કંઇ ફ્નાફાટયાની નિહાની કે ખાના-ખરાબીની ખાહી દિહે ?

**રતુ**—ઓ નહિં રે મરૂં—જીભરૂં—ધણી થતાના માથાપરથી ફુલ ખરે તો આબાદ પગની એરીસે લાગે.

**બહેલુભઈ**—જો હવે આ ( ઠોકીને ) બાજુ. વરહો વરહ ઇના ગોટલાં બાજે; બે હાથે માપહે તો તિમાંબી હમાહે નિંહ (રતુ માપેછે)

**રતુ**—ઓ વાયરે માય ! બે હાથ જોરતાં ખાસ્સા ૪ આંગળ બાકી રહેછ. ધરી પરેરે મારા કાંહન્યાની કાંડી !

**બહેલુભઇ**—લે તિવારે જો: (પાયજામાં ઉપર ચઢાવે છે) આય પગનાં ટેટાં ! એ જીવાં વિહ વરહ અગાઉ ઉતાં તિવાંજ આબાદ જોઇ લે. ખાહહા ખીલતા ગોલાબ છે. બંદાહની ઉમરે જીવારે બીજાંના કરમાય તિ વારે મારા ઉગતા છે; અરે હરમાય હાની !—હાથ લગારીને જો—છે લહોચુંબક ! ગમે એટલું ચાલી આવા તોબી તુંને દાબવાં પરહે નિંહ.

રતુ—હારે બહેરામશાજી, બોલતી બોવરાવું, તે બધું તો છે પણ જો મરૂં, રીસ ના કરતા, પણ દાના છાંટયા પછી જરા તમારા પહેરવેસમાં ને બોલીમાં ફેરફાર કરજો; આય "કરહું ને થહું" "બોહે ને થાહે" મુંબઇમાં નહિ શોભે (હસે છે)

બહેલુભઇ—અરે તે તો ઘણું હારૂં, મારી છબીલી, તિ વારે તો તારા બદામની બીજ હરખા દાંત મને જોવા મળે. લે ચાલ હવે, આપરે પાંચ ઘરી ઓટલાપર બેહીયે, (જોઇને) ઓલો જમેલો બી તિફાજ જાતો છે.

[બન્ને ભેટે છે અને જાય છે]

---

# પ્રવેશ ૩ જો

---

[દેખાવ:–'વરન્ડા', બાજતો, સ્ટુલો, રામલો પાણુની તબકો ફેરવેછે, કાનજી તમાકુ મસલીને ખાયછે, અને સઘલાંને 'ઑફર' કરેછે, રતુ ને નજઇની નજર વારે ઘડયે એક થાયછે, જે તેઓ છટકાવેછે. કાનજી સવાલ-જવાબનો ફાગ ગાયછે; બહેલુભઇ ગાતા ગાતા આવી તેમાં જોડાયછે; દાલો, માકો, અદુ કોરસ આપેછે]

૧૨. ગાયન

ધનબાઈજી—માઆકા માઆકા, મરી જાઉં, જઅરા આય પછ વારેની બાઆરીઓ વધતી કરો તો.

ધનજીશા—અરે ધનઇ "બંધ કર" બોલી મરની, વધતી કરવાનું એ લોક શું સમજે?

ધનબાઈજી—ઓ વાય ધનજીશા, આય બઅધા પવઅને ફુંકાઇ ચાયલા ને રાતના વરી ઉંગાવા દેસો નઇ, ગરદન દાઅબતી દા આઅતી મઅરવા પરસ. લેવો, ગળપટો વિટારો. (ધનજીશા ગળપટો લપટે છે, ધનબાઇજી પાટો બાંધેછે, અને પગે સફેદ મોજાં પહેરેછે.)

[માકો પેંડા બરફી હાજર કરેછે.]

**ધનજીશા**—કેમ કાનજીભઇ, આજે કંઇ સારૂં સારૂં છેકે? મકુંજે આપરાં નવજબઇ તમારી પાસેના પાસે હમણાં રહેછ–તે બેઅદબી માફ છે–પણ મારી ધનઇ તો તેમાંથી કંઇ તરેહવાર સાર ખેંચેછ.

**ધનબાઇજી**—અરે હ.આરે મઅરૂં, સાઆરાંના માંગતાંને સાઆરૂં! મંભઇ આઇવાં તો બે સાઆરી વાત લઇનેજ વલસાર જઇયે.

**બહેલુભઈ**—અરે, હવે, યે હોરમવાલાં ભાજીના હાકને ઇમ તપી લીમાં ઢાંકી રાખવામાં હાર હો? એમ લુહારવારે તે કંઇ હોય વેચાતી હાહે! ધનજીહા હેઠ, મારી નજીતો બુચકલીછે ને કાનજી ખાહહો પિહતાલીહનો થયલો પયણુ ઇવોજ રહી ગીયેલો. એની દેહ બહુ નાજુક ને મારી નજીનું હૈયું નાજુક; એક નાજુકીએ બીજી નાજુકીને પોતા તરફ ઘહરેલી, એટલે લીઇ કરીને કહુંજે, એકના જીગરમાં બીજાએ વાહો કીધેલો; એ વાહાએ ઓલ્લાં તમે મંભઇગરાં "પ્યાર" કેહો તિનું રૂપ પકરેલું, ને એ પ્યાર લગનનું રૂપ હવે હેજે પકરહે.— હમજેલા હેઠ?

**ધનજીશા**—ઓ એમ છે કે?

**ધનબાઇજી**—ધઅન, તાઆરે તો હું ધારતીતી તેમજ!

**માકો**—(સ્વગત) હઉવે એમજ!

[ધનજીશા ઉઠીને કાનજીને મુબારકબાદી આપેછે, અને તેવણુની જાંગ ઠોકી સખ્યારો આપેછે]

**કાનજી**—બાપરે, મારી નાખેલોરે, તારૂં અત્યાપાત,--માફ કરજો ધનજીહા હેઠ, પયણુ એ મારો નજલાવારો નાપાક પગ હોવેલો.

**ધનબાઇજી**--કંઇ નઇરે બાઆવા કંઇ નઇ, એતો અભાગીઓ નઅજલો એવોજ બુઉરો છે, તેમાં વરી મંભઇના નઅજલાથી તો આત જોયરા! પિસતાલીસ વરસમાં પંદર દુખ! (પગના અંગોઠાને હાથ લગાડી પગે પડેછે, અને ખાસરૂં નાકે ઘસે છે) મઅમાઇ માઆરી!

**ધનજીશા**--ધનઇ, એ શું બકેછ? મુંબઇગરી નજલો ને ભરૂચી નજલો કંઇ જુદો હોય કે? તું ભરૂચી પરી એટલે બધું ભરૂચનુંજ ભાવે.

**કાનજી**—(પગ દાબતો) બહેરામહા હેઠ, મકું જે હાલાજી, અરે! હહરાજી,-બહેન રતુ, છટ છટ! હાહુજી-

**ધનબાઇજી**—કાઆનજીભઇ કાઆનજીભઇ, મે તમુંને કેયું કે આય બરયા•તમભાકુની ઘેંણુ તઅમારા ભેજાંનો ઘાણુ વારે, પણુ તમે નઇ સઅમજતા. એ બયધું સઅસરાજી ને સાસુજી સું બકે?-કંઇ સઅમજ પરે?

**બહેલુભઇ**—અરે ઇમાં હું મોટી મામલત હોવેલી? કાનજીની ને મારી રાઅહ આવેલી નિંહ, એ પડેલો ખાટલે ને હું બેઠેલો ઓટલે; ઇને મારી નજીને છીનવી લીઘેલી ઇટલે મે એની આ બહેન રતુને ઉપારેલી, -લેવો મારા ભઇ, આ કીહહો તમામ થયલો,—લાવો, જરા ગલાહ મંગાવો,-હલામતી લીઇયે.

[ધનજીશા મુબારકબાદી આપવા જાય છે. ધનબાઇજી તેવણુને પકડીને બેસાડી દે છે. નજી કાનજીના પાસામાં ભરાતી જાય છે; કાનજી પોતાનો નજલાવાલો પગ નજીના ગુંટણુપર ગોઠવે છે; રતુ બહેલુભઇનું ઝુલઇ પડેલું ગજવું ઉપાડી પોતાના ગુંટણુપર ગોઠવે છે. કાનજી નજીના કાનમાં પગ ચાંપવા કહે છે, જેમ તેણી કરે છે. માકો પછવાડેથી ઠેકડી કરે છે]

**માકો**—બુઘ્ઘો તો લ્હેર કરે, ને પેલી પોરી આય કાનજીની વેઠ કરતી મરવા પરસે; ચંપી શરૂ થઇ ચુકેલી!

[દોલો દાખલ થાય છે.]

**દોલો**—શેઠ શેઠ, મિસ્ટર ને મિસીસ ફરરોખ બારેસ્ટર આવેલાં, કહેજે હમુને જરૂરનું કામ છે. મેં કહયું જે પધારો, તો કહે જે નહિ, "ઇટીકેટ" પરમાણે અવાય નહિ,-આય "ફીયાટ" આપેલો.

**બહેલુભઇ**—જા માકા, એ લોકને આવવા દે. એ પ્યારે આય પાંડેમાં પાછાં રાખેલાં, નિંહ તો કે' વારનાં વલહાર જઇને નચીંત થીઇ જાતે; હાકહી ગવહીની મોહકાન આખરે નરવા આવેલી—-

[સઘળાં અંદર ઘસી જાય છે.]

# પ્રવેશ ૪ થો.

[દેખાવઃ-ધર્મશાળાનો માહુલો ખંડ. ફરરોખ સનોબરનો હાથ બગલમાં લઇ હળવે હળવે દાખલ થાય છે. સોરાબશા અને ફ્રેદુન અંદરથી છુપાઇને દેખાવ દે છે; સઘળાં ઓસ્તવાર થાય છે.]

**બહેલુભઇ**—હેં ! હનોબર ! ! હે મંભઈ, તારો ચમત્કાર ! ! !

**ધનજીશા**—(ધનબાઇજીને હળવેથી) ધનઇ, આય કોતક જોયાં કે ?

**શોરાબશા**—ફ્રેદુન, મારી તુંને 'સ્ટ્રીક્ટ' સહ્લાહ છે કે એ વાતના હમણાં તું અખારાજ કર. તું એમજ સમજ કે સનોબર નહિ ને પરવીઝ છે. કોર્ટને કૉમપ્લીકેશન કત્તા મુદઇ છે ! કેસ પરવડશે, પણ, કેસનું બચ્ચું નહિ પરવડશે, સમજ પરીની !

**ફ્રેદુન**—'નૉનસન્સ' ! સોરાબશા શેઠ, દેખતી આંખે હું કેરા આંધરો થાવું ?

[બીજી તરફથી જહાંબક્ષ અને પરવીઝ બગલમાં હાથ લઇ હળવે હળવે દાખલ થાય છે, અરસપરસ સાહેબ સલામ થાય છે]

**શોરાબશા**—માઇ બૉય, ધીરજ ધર, સમજ પરીની; જો (બતાવેછે) ખોદાની લાકરીને અવાજ નથી ! ! ! આય સામ્બે જો, તારૂં વેર વળી ગીયું !-કેમ, હવે તો ચૂપ રહેશેની ? (ફ્રેદુન દિલગીરીથી સર ઝુકાવે છે) God bless you my boy (તેનો બરડો પસવારે છે) God bless you.

**ફરરોખ**—ચાલો સનોબર, વખત વહી જાયછ (ઉભો થઇ) લેડીઝ ઍન્ડ જૅનટલમૅન, અરે ! બાનુઓ અને ગ-

**સનોબર**—(ઠેસ મારી કાનમાં) એ બધી 'કોર્ટલી સ્ટાઇલ' અહીં છોરી દેઓની. હું ધારૂંછ કે એ કામ હું તમારા કરતાં ઠીક બજાવી શકશ (બહેલુભઇની પાસે જઇ અત્યંત નરમાસથી) જોવોની બહેલુભઇ, તમે ધારોછ તેમ હું કંઇ મુંબઇ આવીને છેક ઓતરી ગેઇ નથી.

છુપી રીતે હું તો તમુને હંમેશ યાદ કરૂંછ, પણ, બયું મુંબઇ તે કંઇ વલસાર છે! અહીંની જાહેર રિતભાત જુદી, એટલે 'સોસાયટી'--

**પરવીઝ**—(સુધારીને) મંડળી.

**સનોબર**—અરે હા, મંડળીનો તરીકો તો જરા જાલવવો જોઇયે. તે દહારનું પેલું બયું રોખરૂં તો તમારા ધ્યાનમાંથી ખીસી ગીયું નહિં હોશે (રૂમાલ આંખે લગાડી) -અફ્સોસ! હું જનમીજ નહિં હોતે તો કેવું સારૂ, અરે ખોદા-મારાજ વરને ઘેર મને આવું અપમાન!

**બેહેલુભઈ**--યે હવે અપમાન ને કપટાન! યે તો હઉ હઉ મનમાં હમજી લીયે તો ભલે ભલું. જીને તમે મંભઇગરા અપમાન કેહો તિને અમે વલહારા આદરમાન હમજીએ, ને જીને તમે આદરમાન હમજો તિને અમે અપમાન હમજીયે.

**સનોબર**—ખરૂં છે, બહેલુબાવા, તમે કહેવોછ તેબી ખરૂં છે, પણ સાંભળોની—વરઘોરો કોર્ટે ચહરયોછ. ફ્રેદુને આય મારા ખેરખાહ ભઇ ફરરોખ તથા ડા. જહાંબક્ષ સામે, મૅજીસ્ત્રેટની કોર્ટમાં ઘેર પ્રવેશ કરવાના, 'ઇનસલ્ટ' અરે! –અપમાન કરવાના ને હુમલો કરવાના 'ચારજીસ', અરે!–આરોપો મુકયાછ; ઉલટો ચોર મુવો કોટવાલને દંડે (રૂમાલ આંખે લગાડી) યા ખોદા, એબી મારી સરજત!

[બહેલુભઇના બરડાપર હાથ મેળવા જાયછે જે તેવણુ કચવાટથી છટકાવે છે અને રતુ તેમ કરવામાં મદદ કરી તેવણુને પોતા તરફ વધુ ખેંચેછે; કાનજી નજીને પટાવતો દિસેછે.]

**પરવીઝ**—મી૦ બહેરામજી, મારી સનોબર તો હૈડે નરમ છે. મારા ફરરોખ, ડા. જહાંબક્ષ ને એ બીચારીને પોતાના બચાવમાં વળતા 'સમન્સ' લેવા પરયાછ, ખરૂં કેની ડાકટર?

**જહાંબક્ષ**—યસ ડીયર,......(અચકી જઇ)અરે! બાનુ પરવીઝ, રજે રજ ખરૂં!

**પરવીઝ**—અમારી આજે અહીં આવવાની મકસદ એ છે કે, તા૦ ૧૫ મી—

**ફરશોખ**—(અકકડમાં) No! 16th day of July in the year of Grace nineteen hundred and eleven.

**પરવીઝ**--હા, જુલઇ મહીનાની ૧૬ મીએ કજીયો નિકળશે.

**સનોબર**—(બહેલુભઇની વિરૂધતા છતાં તેવણુની હડપચી પકડી,) કેહાની? તમે, ધનબઇજીમાય ને ધનજીશાહને લઇને અમારી તરફથી સાક્ષી પુરવા ખચ્ચીત આવશો કે'ની? લાવો, ઠોકી દેઓ (પ્રૉમીસ માટે હાથ આપેછે.)

**બહેલુભઇ**—ઉહુંહુંહુંહુંહું! હંધી તપખીર મારી બંદીપર વેરાયશી, હાથ પાહે લાવતી રખો વાહ આવહે.

**પરવીઝ**—(ધનજીશાહની નજદીક જઇ તેવણુની હડપચી પકડી) ધનજીશાહભઇ, તમારી ને ધનબઇજી બહેનપર તો અમુને પુરતો ભરૂસો છે. (ધનબાઇજી તેણીનો હાથ, ધનજીશાહનો ગલપટો સરખો કરવાનાં ઓઠાં હેઠળ, સફાઇથી ખીસાડેછે) ખરૂં કેની ડૉક્ટર?

**જહાંબક્ષ**—લાખ વખત ખરૂં! મારી...I mean—બહેન પરવીઝ તો તમો બેઉ જણાની પિઠ પાછલ એટલી તારીફ કરેછ, મી૦ ધનજીશા, કે જેટલું બોલું—

**ધનજીશા**—અમારી કહાં ના છે, પરવીઝ બહેન......

**બહેલુભઇ**—યે! હું બકે? (રતુને) દિઠેલું કે? મંભઇગરી પોરીએ લગરીક ગીલી લગારેલી તે એ લપહી પરેલો! (ધનબાઇજીને) ધનબાઇજી મા તમે હવે હિંદ્ધાં પાધરાં યે મજદખી મંભઇથી પોબારાં આપો, હવે એ ફારહને બંધ કરો. મહોરામાં વાગોલવા મારા બાપ થતાએ મને હિખવેલું નિંહ—વકીલાતી હું જાણું નિંહ–ને બારીહ-તરગીરી મે કીધેલી નિંહ—હચ્ચાઇની હું હદા પરખે રહેતો આવેલો,—(સનોબરને લાગણીથી) બચપણથી હું તુને દિકરી પેરે ચહાતો આવેલો હનોબર, તે તું જાણે—ને જો હચ્ચાઇ તમારી હોડે હોવેલી છવું તમે હાબેત કરો, તો, હું હાકહી આપાહ. જે કંઇ મેં દિઠેલું તિ ઉપરથી મારૂં દિલ ગવાહી પુરે કે આ "કેહ"માં તમારી તરફથી હાકહી પુરવી, એ નરકમાં પરવાનો હોદો થાવાનો. હેવકને તમે હંધાં લાડીઝ ને જંટલીમેનો માફ કરહો—પણ, હનોબર, હું કહેવાની

હિંમ્મત કરૂં કે તારા ભરથાર તરફ તું તારી ફરજ ભુલેલી તેથી મારૂં તો હિનુ બરેલું. ફ્રેદુનને પયણુતી વેરાએ તિને ફરમાબરદાર રિહવાના પાક કહમ તેં લીધેલા [ ફ્રેદુન બહાર ધસવા જાય છે, તેને સોરાબશાહ અટકાવે છે. ] તે કહમ તેં પાળેલા નિંહ. ખોદાને આરે તું હું જવાબ દેહે ?

ફરરોખ—તાહરે મી૦ બેહરામશા, ઍન્ડ યુ, મી૦ એન્ડ મિસીસ ધનજીશા, તમે લોક શું અમારી તરફથી શાક્ષી આપશો નહિ ?

જહાંબક્ષ—આપરે એમબી પુછવું જોઇયે ફરરોખ, કે પેલા ફરેબી ફ્રેદુન તરફથી એ લોક શાક્ષી પુરશે કે 'ન્યુત્રલ' રહેશે ?

બહેલુભઇ—એ નત્રેલ ને પત્રેલ ! કાનજી, તું એ બોલ હિખેલો કે ? (કાનજી નકારમાં ડોકયું હલાવે છે)

પરવીઝ—બહેલુબા, ડોકટરની મતલબ એ છે કે તમે ફ્રેદુન તરફથીબી શાક્ષા આપો નહિ, એક યા બીજી 'સાઇડ'નું ખેંચો નહિ, ને પેલા કહેછ તેમ સસેકા તિન પાઉં કરો.

બહેલુભઇ—નિંહ બનહે ! આ મારા ટોટાપર છરી ફરે તો નિંહ બને. જે કંઇ મે અનભવેલું તે હિધ્ધું કહી દેવાહ—માજીહટર હાએબના ધ્યાનમાં હરહરાત ઉતરે તો ઠીક, નિંહ તો, તે તિફા—ને હું ઇફા. (ધનજીશા ધનબઇજીને બતાવી) આ લોક જો તમારી તરફથી હાકહી પુરવા માંગતા હોય તો બંદાની કંઇ મનાઇ નિંહ.

ધનજીશા—(અચકીને ) અંહ-અંહ-ધનઇ, તારૂં શું કહેવાનું છે ? આપરે નટ્રેલ રહીયે તો કેમ ?

ધનબાઇજી—ધઅન ધઅન, તમે તો ચઅરી ગીયા ! આય ગઅલપટો છોરો કે ધીઆન ઠેકાણે આવે (ધનજીશા છોડવા માંડે છે) ધઅડ્ડે ધઅડપણ માઆરાબી વરસ વેચાવા નિકયરા ! ખોઓટી સાઆકસી પુરીને પેલા ભાઆગઅલીયાના ભેલુની કાની બટમ્એ જઅવા માગતા ઓસો ! આય ગોઓતી નિકરી અભાગની દુકતીઓએ તઅમારૂ ભેજું—

ફરરોખ—બાઇ સાહેબ, તમારૂં મ્હોનું સંભાલો ! આય લેડીઝોને દુકતી ફુકતી સાંભળવાની આદત નથી. કમબખત—ગામર્યાં તે ગામર્યાંજ !

**જહાંબક્ષ**—અલબત—એ બોલો એકદમ 'વિદ્રો' થવા જોઇયે.

**બહેલુભાઇ** —એ શું બકે?–વિધવા કોણુને કરે?

**ફરશેખ**—વિધવા નહિ,–'વિદ્રો'–આય ડોસીએ અભાગની દુકતી બોલ વાપ રયો તે એને પાછો ખેંચી લેવો જોઇયે; 'વીદ્રો' કરવું એટલે ખેંચી લેવું, સમજયા,–મી૦ બહેલુભાઇ?–સમજે કાંહથી?–બાપદાદાઓએ પાટી પર ધુર નાંખી હોય તો સમજે કેની! Come along સનોબર, let's be off. એ હલકાઓની સંગતમાં આપરે હવે એક પળવાર બી વધારે થોબવું સજાવાર નથી.

**બહેલુભાઇ**—(ઉશ્કેરાઇને) તારૂં મહોરૂં હમ્ભાળ, પોયરા! અમારા બાપદાદાઓએ જો હલકઇ કીધી હોતે તો આ હનોબરને જે હાફ દિલથી ને હચ્ચાઇથી અમે વલહારમાં હાચવી રાખેલી, તિની નેક નૈયત જીવી અમે હાદાઇથી પાક રિતે જાળવેલી, તિમ થાતે નિંહ,·પયણ તારા જીવા હેરી હુધરેલા હલકતની પેરે હિખ્ધી ને હિખ્ધી તિને હેતાન્યતી ગારમાં ગબરાવી હોતે.

**કાનજી**—(બાજુમાં પુકારીને) માકા, રામલા, દોલા, અદુ, તૈયારીમાં રહેજો રે!–વાત રહપર ચહરેલી!

[બહેલુભાઇ ફરશેખના આંગપર ધસવા જાય છે. ફરશેખ તેવણુના આંગપર ધસવા જાય છે, સનોબર ફરશેખને રોકેછે, બહેલુભાઇને ધનબાઇજી અને રતુ રોકે છે, જેઓને ઝટાક મારી બહેલુભાઇ અછાડે છે; નોકરો ધસી આવે છે]

**કાનજી**—ધરતો, ધરતો રામલા,–દોલા પકરતો–માકા–અદુ (ડાંગ અફાળે છે ને ઠરઠર ધુજે છે) હાય! હાય! આ તો હંધાં હોળે હોળ·દરદો ઉભરઇ આવવાનો હોદો થયલો!–ઓઇરે મારા બાપ! (પગનો અંગુઠો જોર કરે છે) રામલા મારો અંગુઠો પકરતો–(કમ્મર દાબે છે) અરે! અરે! કમ્મર દાબતો, દોલા; યે કાનમાં હું થીયેલું! (કાન ખુજાવે છે; ભુગળું ફેંકી દે છે.)

[રામલો અંગુઠો પકડે છે, દોલો કમ્મર દાબે છે. નજી ગરદન દાબે છે, બીજી ગમથી માકો અને અદુ બહેલુભાઇને ઝાલી રાખે છે.]

બાપરે ! મારા પેટમાં હોરમઝ આવેલું ! માકાં, હુક લાવ—હુક લાવ–(કમ્મરમાંથી બેવડ થઇ જાય છે; માકો દોડતો જઇ રબરની સેકની બાટલી લાવે છે, રામસી દવાનો ડોઝ બાટલીમાંથી ગ્લાસમાં નામી પાય છે.)

**દોલો**—ખમા ! ખમા ! આતો વરી નવું દરદ ઉભરેલું ! બાપ મારા ! હોલ દરદની હારવાર કરતાં તો મરવા પરેલા ને આ હત્તરમું નિકરેલું !

**સોરાબશા**--'માઇ ગૉડ' ફ્રેદુન ! કેસનું બચ્ચું હું avoid કરવા માંગતો 'તો ને આય તો જોર બચ્ચાં પેદા થયાં ! કૉમ્પ્લીકેશન હું દુર કરવા ઇચ્છતો'તો ને આય તો કન્ફ્યુઝન વર્સ કન્ફાઉન્ડેડ થયું !

[એક પોલીસ ઇન્સપેક્ટર ખાનગી ડ્રેસમાં પોતાના બે મદદનીશો સાથે કોઇની પણ નજર ખેંચ્યા વગર દાખલ થાય છે અને જહાંબક્ષના ખભાપર હાથ મેળે છે; મદદનીશો છુપ્યા રહે છે.]

**ઇન્સપેક્ટર**—જરા સાહેબ બાજુપર આવશો, તમારી સાથે મને કામ છે.

**જહાંબક્ષ**--(ચોંકીને) સાહેબ, હું તમુને ઓળખતો નથી. તમે ભુલી જાવોછ કે હું અત્રે 'વિઝીટે' આવેલો છેઉં. મારી personal privacy પર એવો હુમલો કરવાનો તમુને શું હક છે ?

**ઇન્સપેક્ટર**--તે તમે એક પળમાં જાણુશો સાહેબ, મારી તમુને મજબુત સલ્લાહ છે કે તમારે ગુપચુપ બાજુપર આવવું.

[સઘળાં ડઘાયછે]

**જહાંબક્ષ**--તમે મને સલ્લાહ આપનાર કોણ ! તમુને ઓળખ્યા વગર હું બાજુપર આવનાર નથી.

[ઇન્સપેક્ટરની ઇસારતથી એક મદદનીશ પળકારામાં તેનો ડગલો સેરવી લે છે અને બીજો માથાપર હેલમેટ મેળે છે; જહાંબક્ષ ફીકકો પડે છે]

**ઇનસપેકટર**—ડૉકટર જહાંબક્ષ, તમે મારા બંધવા છેવો, તમારી પર—

**ફ્રરરોખ**—મી૦ દેનુગરા તમે કંઇ ગંભીર ભુલ કરોછ. ડૉકટર જહાંબક્ષ જેવા એક કેળવાયલા ગ્રહસ્થને તમે કોઇ ત્રાહીત આસામી સાથે ભેળી નાખતા દિસોછ.

**ઇનસપેકટર**—નહિ, મી૦ ફ્રરરોખ; આજે એક અથવાડીયું થયું હું આયજ ડો. જહાંબક્ષ પેસ્તનજી જાલનેવાલાની તલ્લાસમાં છેવું. લગભગ બે વરસની વાતપર અમદાવાદમાં એક મારવાડી સાહુકારને દવામાં ઝેર પાવાની ધરપકડ થઇ હતી તે વખતે એક પારસી ડૉકટર ઉપરનો શક તો તમે જાણો છો; અમે સારી સત્તાથી માન્યે છીએ કે તે ડૉકટર કોઇજ નહિ પણ તમારી સામે ઉભેલા શખસ છે.

[ફ્રેદુન સોરાબશાના અટકાવ્યા છતાં બહાર ધસી આવે છે; સોહરાબશા પણ આવે છે.]

**સોરાબશા**—ફ્રેદુન ફ્રેદુન, 'માઇ બૉય' ધીરો થા, ઉશ્કેરા ના, આખર સચ્ચાઇની ફતેહ છે, સમજ પરીની ?

**ફ્રરરોખ**—(દેહનુગરાને) તમારી પાસે વોરંટ છે ? હોય તો બતાવો

**ઇનસપેકટર**—'વિથ પ્લેઝર ? (આપે છે)

[ફ્રરરોખ વાંચી નિરાશીથી પાછું આપે છે; દહેનુગરાની ઇસારતથી તેના મદદનીશો જહાંબક્ષને ઝાલે છે]

**જહાંબક્ષ**—જુઠું ! આય બધું તરકત છે. હું મારૂં નિર્દોષપણું સાબેત કરશ (પરવીઝ તેને દિલાસો દે છે; ફ્રરરોખ તેણીને ઝટાક મારી ખેંચી લે છે)

**ફ્રરરોખ**—પ્લીસ—'યુ ઇડીયટ'—ગુનેહગારો સાથે આપરાં જેવાંને શું નિસબત ? તું શું આય ત્રાહીત આસામીઓમાં મારી ફજેતી કરાવેછ ?

**ફ્રેદુન**—મી૦ ફ્રરરોખ, એક બૅરિસ્ટર થઇને તમે ભૂલી જાવોછ કે એક શખસ સામે ગમે એવો ગંભીર ગુનાહ હોય તે જયાં

તુલીક પુરવાર થાય નહિ ત્યાં તુલીક કાયદાની નજરમાં તે બેગુનાહ છે. તમારાં ધણીઆણી પરવીઝ તો, ડૉ૦ જહાંબક્ષ તરફ, તમેજ શિખવેલી ફરરોખી ફરજ, અદા કરે છે.

બહેલુભઇ—બરાબર કહેલું. જીમ તમારાં ઘરયાણી હનોબર, તમારા હિખવવા વના, ફરરોખ તરફ ફરજ અદા કરે. પરવીઝ મા, તારા ભરથારે તુંને ઝટાકેલી તિમ તિનીજ પાહુથી ખહાડ આ હનોબરને (ઝનુનથી સનોબરને ફરરોખ પાસેથી દુર કરે છે અને પરવીઝને ફરરોખ પાસે હડસેલે છે) હરમ છે, હનોબર-હરમ છે. ખુદ તારા ભરથારની હાજરીમાં, આ હોરાબહા હેઠની હાંમ્ભે, આ પોલીહના મોટા અમલદારની રૂબરૂ—આ ગુનેહગાર ડાક્ટરના હાથીનો હાથ લીઇને તું ઉભેલી ! !—ફરરોખ જીવો બહારથી ધોત્તો હોવેલો તિવોજ અંદરથી ઓહે, તે તું હું જાણે ? એક વરા ઇના આ જાની દોહનો એ આજે દુહમન થયલો—કાલે તારો દુહમન નિંહ થાય તિની હું જામીનગીરી ? હનોબર હનોબર, મારી મા, (તેણીને પાસે લે છે, ગોદમાં દાબે છે, સનોબર લાગણીથી તાબે થાય છે) આ તારો હાચ્ચો, હાદો, ભોલો ભાલો દોહ, તુંને પનાહમાં લેતો છે. ચાલ, તારા દિલમાનો હેતાન ડાબો કર, તિને આ (જહાંબક્ષને બતાવી) હેતાનની હાથે જવા દે; એ હેતાનના આ (ફરરોખને બતાવી) હાથીની હંગત હદાની તજી દે.

જહાંબક્ષ—ખરૂં બોલ્યા, બહેલુભઇ, તમે ખરૂં બોલ્યા, મારૂં તો હવે આવી બન્યુંછ. પરવીઝ, સનોબર, ફ્રેદુન,—મને માફ કરજો. આય સિનાફરોશ ફરરોખ કંઇ કમતર ગુનેહગાર નથી. જેટલો આય 'વોરંટ'માં દર્શાવેલા ગુનાહમાં હું અટવાયલો છેવું તેટલોજ એબી સંડોવાયલો છે. (પરવીઝ એક ચિચ્યારી પાડી બેહોશ થઇ સોરાબશાના હાથમાં પડે છે, રતુ ધનબાઇજી તેણીની પાસે દોડી જાય છે) ભલાંઓ ભલાઇમાં ભેળાઇ રહે છે તેમ બુરાંઓ બુરાઇમાં બગલ-ગીર હોય છે.

ઇન્સપેકટર—ડૉ૦ જહાંબક્ષ, તમારૂં જોઇયે તે કરતાં જયાદા દિલ દુખવવા હું દિલગીર છું. તમો જો મને કોલ આપો કે મારી સાથે સુલેહથી આવશો તો બેડીબંદ તમુને કરશું નહિ.

**જહાંબક્ષ**—મારે કબુલ છે.

**ઇન્સપેકટર**—ચાલો તાહરે, ઇસમાલખાન શુભાનખાન-અમારેથી ૫૦ કદમ દુર ફાલો થજો. જરૂરંતી વખતે કેમ વર્તવું તે તો તમને ખબર છે.

[મદદનીશો સર ઝુકાવી પાછલ પડે છે. જહાંબક્ષની બગલમાં હાથ લઇને દેહનુંગરા સ્વગત વાત કરતો ચાલી જાય છે, આ અરસામાં રૂસ્તમખાન આવી સોરાબશાના હાથમાં એક પત્ર મેળે છે. સોરાબશા તે વાંચી ફરરોખના હાથમાં મેળે છે, ફરરોખ વાંચીને તદન ફીકકો પડે છે.]

**સોરાબશા**--મી૦ કાનજીભઇ—મી૦ ફરરોખ ને આય બાનુએ ને ગ્રહસ્થો સાથે કંઇ ખાનગી ગુફતેગો મને કરવી છે વાસ્તે મહેરબાની કરી આય તમારા નોકરોને બહાર જવા ફરમાવશો; તમારીબી તબ્યત ઠીક નથી વાસ્તે હું ધારૂંછ કે તમેબી નાજાંમાય સાથે બહાર સિધારો તો સારૂં, સમજ પરીની

**બહેલુભઇ**--અરે યે હું કરતો તો? ઇનાથી ભુંજયો પાપટ નિંહ ભાગે. જાવોરે-પોયરાઓ હંધા બહાર જાવો. નજઇ,-કાનજી ને રતુને લીઇને તુંબી બહાર પર.

[નોકરો, કાનજી, નજી, રતુ જાય છે.]

**સોરાબશા**--[આજુ બાજુ જોઇ-ગંભીરાઇથી] મી૦ ફરરોખ તમે આય કાગજ વાંચ્યો ? સમજ પરીની. મને તમારા મિત્ર સમાન સમજજો. કોઇ પણ જોખમે આય ઉછાછલી પરવીઝને ખાતર હું મારી મદદ તમુને સપુરદ કરવા તૈયાર છેવું. મારા ભલા મિત્રો-ફ્રેદુન હવે તમારો કહેર વશ કરી ગઇગુજરી ગુજર કરો. મી૦ ફરરોખ, આય રૂકકો હું વાંચુછઃ--[ફરરોખ સર નમાવે છે.]

"ફરરોખ ફીરોજ દાવર બૅરિસ્ટરને એક જાણકાર અને મદદગાર તરફથી ગંભીર ચેતવણીઃ--

અમદાવાદવાલા જે ખુનના મુકદમામાં ડૉ૦ જહાંબક્ષને 'વૉરંટ'થી નકકી પકડવામાં આવનાર છે તે ગુનાહમાં તમે કીધેલી મદદ બાબે

પોલીસ વાકેફ છે. તેઓની તમારીપર બારીક નજર છે. નહાસો—હજી વખત છેતેટલાં ચેતો અને તુરત નહાસો! **પિલસુમ** તખલ્લુસને તમો પિછાનો છો. બેવફાઇનો બદલો તે સદા બાવફાઇથી વાળે છે: ચેતો—વખત ન ખોહતાં નહાસો. આ સાથે ડ્રૂસ મોકલ્યો છે તે પહેરીનેજ ધર્મશાળામાંથી બહાર પડજો. આ કાસદ રૂસ્તમખાન એક અડંગ સપાટાબંધ 'ડ્રૂસ ચેન્જર' છે. જાવો, ખુદા તમને સહાય થાવો.

**પિલસુમ"**

**સોરાબશા**—ફરરોખ,—હું દુવા ચહાવુંછ કે તમારી ઉપરનું આય વાદલ જલદી વિખરઇ જાય. ઠીકજ છે, પરવીઝ હજી બેહોશ છે. નહિતર એની કુમલી કાયા કદાપી કબજ થતે.

**ફરરોખ**—અફસોસ! સોરાબશા શેઠ, એનું જીગર તો હાલમાં જુદીજ રીતે કબજ થયલું ઉતું. પેલો જહાંબક્ષ તેને ચોરી જઇ તોરતાર કરવાની તાણમાં ઉતો તેટલાં પોલીસ તેનેજ ચોરી ગેઇછ. સનોબરનું જીગર ચોરી જવાની હું તદબીર રચતો' તો પણ—પણ—ફ્રેદુન તમે મને મારીથી તો નહિજ નવાઝો, દોસ્તીનો હાથ તો તેથીબી ઓછો લંબાવો, વાસ્તે હું મારો (હાથ લંબાવી) લંબાવી તમારો લેવાની કોશેશ કરતો નથી. સત માનજો કે સનોબર ભોલવાઇછ, અંજાઇછ પણ હરગીઝ આડી ગઇ નથી, તેણી તમો તરફ બીલકુલ વફાદાર છે. ચાલો,—મી૰રૂસ્તમખાન, મારે હિમ્મત પકડવી જોઇયે.

[બન્ને જાય છે.]

**સોરાબશા**—[છુટકારાથી બાજુમાં] Thank God દિકરા ફ્રેદુન, માઠું થયું તે સારાનેજ કાજે. લખલુટ ખરચમાં તું લુટઇ જતો'તો ને ફૅશનની પીસ્યારીમાં સનોબર ફના થતી'તી તેનો હવે નિકાળ આવશે. તમારૂં સંસાર સુખ, દુ:ખની ચાળણીમાંથી ગળાઇ હમેશગીની નિર્મળતામાં હવે સચવાઇ રહેશે. જો—તારી સનોબરનો જર્દ ચહેરો ગવાહી પુરેછ કે મારા આ શબ્દોમાં સરબસર સચ્ચાઇ છે. પડતીપર પચાસ કરવામાં કંઇ સાર નથી; Come [વધુ બાજુમાં એંચી] તારા કહેરને જેર કર, સનોબરને શાદમાન કર.

[ફરરોખ સુરવાલ સાથના મુસલમીન તબલચીના પહેરવેશમાં, આંખે ગોગલ્ઝ અને કમ્મરે દુપટાથી ટેકવેલા ટબલા સાથ આવે છે; રૂસ્તમખાન તેવીજ ફીસમના ડ્રેસમાં કમ્મરે સારંગી ટેકવી આવે છે. ફરરોખ એક રૂકકો અર્ધ જાગૃત થયલી પરવીઝના હાથમાં મેળી તેણીને ચુમે છે. અને રૂસ્તમખાન સાથ જાય છે; પરવીઝ ફરરોખને વગર ઓળખવે ટીકીને ચમકે છે; ધનબાઇજી તેણીને તથા સનોબરને ધીરજ આપે છે—મ્યુઝીક.]

**ફ્રેદુન**—[બાજુમાં] સોરાબશા શેઠ, સેવક તમારા ફરમાનોને સદા ફરમાબરદાર નિવડયોછ. સનોબરનો સુધારો એને કમનસીબે જુદીજ તરફ ઘસડી ગીયોછ. આટલામાંજ એ સુધરીછ એમ તમે ધારતા હો તો, અફસોસ, કેવું ગંભીર ગોટું ! જે કંઇ બન્યુંછ તે એને હવે પછી કદાપી રાહેરાસ્ત ઉપર લાવશે. તોડેલાં સુખને સાંધવાનું કામ એનું છે. મુરબ્બીજી, આપરે ગઇ કાલે કીધેલા ઠરાવ મુજબ સનોબર અને મારી વચ્ચે જળ ને જમીનનો તફાવત મુકી છોડવા, યુરોપ જવાની પેસેજ હું નોંધાવી ચુકયોછ. એક વરસના મારા આ ફરજ્યાત પ્રવાસ દરમ્યાન આપણી ગોઠવન મુજબ તમોએ સનોબરને બહેલુભઇની પનાહ ટળે સોંપવી ને એને અત્યાર તુલીક મળતા લવાજમથી નવાજવી નહિ. સઘળી અંગત મતા જે એ આપરી જાણ વિના જહાંબક્ષ અને ફરરોખ ઉપર, કલમના ગોદાઓથી કુરબાન કરતી' તી તે ફરરોખી ફનાફાટયાના પવનમાં હવે ફના થઇ છે. મુરબ્બીજી, થોડીક લીલી સુકી એને સુકવી નહિ નાખશે પણ સુખી બનાવશે. મારા પાછા ફર્યા બાદ સનોબર જો પુરી પસ્તાઇને મારી પનાહ—પોશી શોધતી આવશે તો એને હું મારી પનાહના છાયા ટળે ખુશીથી પોખીશ. સોરાબશા શેઠ,—આપણે બન્ને મર્દો છઇએ. મર્દોએ નામર્દ થવું નાસજાવાર છે. મરદાનગી બતાવવાનો મોકકો આયજ છે. આ પળે તમે મને નામર્દ કરશો નહિ. ચાલો મુરબ્બીજી, વધુ થોબવામાં સાર નથી.

**સોરાબશા**—ફ્રેદુન ફ્રેદુન ( આંખે રૂમાલ દાબી ) તારૂં કહેવું બરહક છે, પણ મારા બેટા, વળતાં પાણી જઇશીની નિશાની. જઇફ

આંખો તે સદા નિરથી તર કરેછે. આય સાર વગરના સંસારમાં સદગુણી સ્ત્રી ખરેજ મોટો સાર છે. તે બારેહકતાલા પાસે હું અરજ ગુજારૂંછ, ફ્રેદુન, કે તારી સફર ખતમ થવે, સનોબર સાથની સુલ્લેહ સંપજમાં, તારા આય શુકનો ખરા પડે. ચાલ, આપરે અહીંથી વિદાય થઇશું. પરવીઝ ને સનોબર આય મહેરબાનોના હાથમાં પુરતાં સલામત છે.

[સો. અને ફ્રે. જાયછે. બહેલુભઇ ધનબાઇજીને ઇસારત કરેછે, અને તેવણુની મદદથી પરવીઝને ઉઠાવી અંદર લઇ જાયછે. સનોબરને ધનજીશા દિલાસો દે છે; ગમગીની]

મ્યુઝીક—Bonnie Bouche Polka.

## પ્રવેશ ૫ મો.

[દેખાવઃ— ધર્મશાળાને લગતો એક ઓરડો. બહેલુભઇ અને રતુબઇ ધર્મશાળા છોડી જવાની ધધુખરમાં નજરે પડે છે. માકો, દોલુ, અદુ, રામલો, રામલી ધાંધલમાં દાખલ થાય છે.]

માકો—મુરબ્બી હાબ, વિદાય થાતા છેઓ કે? હેવકો હુભ ... ઇચ્છે.

દોલો }
અદુ } —(કુરનસ બજાવી) હેવકો હલામ કરવા આવેલા.

રામલો }
રામલી } —અમે બી નમતાં સિએ.

બહેલુભઇ—(પાસે પડેલી ખુરશીઓ તરફ ધ્યાન ખેંચી) બેહો બેહો— મારા જીવા ખાકીબંદાને હાના નમતાં છેઓ? નમો તે ઉપર બેઠેલા દાદગર દાવરને. બાકી હું ખાકીબંદો તો હજારો એગોથી ભરેલો તિનો ગુનેહગાર હોવેલો. વલહાર છોરેલું તિવારે તો ઠરાવ કીધેલો કે પંદર દિબી મંભઇમાં ઠરી રીહવાનો નિંહ ને ખાહહો

મહીનો ઉપર થીઇ ગયલો. (સઘળાને ઉભેલા જોઇ) કેમ–દોહતો બેહ-તા નિંહ? ચાલો તિવારે હેઓ મારો હાથ–એ તયણુ વાર જાહતી હલાવહો તો ખોદા હાએદ છે ઇને કાંઇ ઇજા થવાની નિંહ. કેમ બોલતી નિંહ રતુ? ઇમ હાવજ જેવી કેમ બની ગયલી?

**દોલો**—હાએબ, રતુબઇ કેમ કરી બોલે? એવણુ તો મંભઇમાં વહેલાં તે વલહાર જાતાં એવણુનું હૈયું તો ભરાઇ આવતુંજ હોહે.

[રતુ રડમસ થાય છે.]

**બહેલુભઇ**—ઇટલે? મંભઇમાં તે હું હુન્તું ડાટેલું? વલહાર તે કંઇ નાખી દેવાનું હોયલું— વલહારી બહેલુબાને ઇને માટી કીધેલો, કંઇ મુંભઇને માટી બનાવેલો?–ચાલો દોહતો, હું તમને પણુ હવે હલામ કરતો છું. આ હેનીટરીની મારી મુલાકાત દરમેન તમે હંધાઓએ અમારી તરફ જે એકહરખી હભ્યતા દેખારેલી તિ માટે અમે હંધા ઘણાં આભારી થયલાં. દોલુબા, તમારા જુન્નાં હેઠ કાનજીભઇને હું ચોરી જાતો છું તિથી હું તમારો ગુનેહગાર થયલો પણુ હેનીટરીના કારભારીની જગ્યા તિને બદલે તમુને મળેલી જોઇ હું બહુ ખુહી થયલો. ચાલો–લીયો આ હાથ ને હલાવો હંધા, પછે હંધા મને એકકવાર ભેટો.

**અદુ**—હાએબ, અહીં મંભઇમાં તો હેઠ લોક ઇમ કરતા નથી ને અમે ઇવી કંઇ અલપચારી કરવા જાઇએ તો અમારી બે કાન વચ્ચે મુંડી કરી લાખે!

**બહેલુભઇ**—વલહારથી મંભઇ આવેલો તિવારે મંભઇને મે ધીકકારેલી પણુ હવે જાતો છું તિવારે મને બી એકદમ છોરવા ગમતી નિંહ. ઇમાં ઢંગધડા, ખેમાણો ને ખેણુકોતકો તો ઘણાં પણુ તિની હાથે કંઇ ખેંચાણુ પણુ ખરૂં! લોક કહે કે ઇના પેટમાં લોભ–લાલચ બહુ હમાયલી પયણુ–ઓ મારી બાપુળી, આવ મને ભેટ! (હવા સાથ બગલગીરી કરતાં) તું ગુલજાર તો ખરી! (અચકીને) ખબરદાર—ઓ હેરી હુધારા— મારાં મગજને તારી ધુંઇ ચહરાવતો રખે!! ધર્તીમાતા–ઇફ્રાનો હેતાન ઇફ્રાજ રાખજે! વારૂં, ચાલો ભાઇઓ જીવતા હોહું તો કોઇ દિ પાછા ભેટહું. તમે લોક વલહાર આવો તો આય તમારા હેવકને તાંહ જરૂર દહ પંદર દિવહ ધામો નાખજો, ઘર તમારૂં હમજજો ને આયં રતુ બહેનને પણુ—

**રતુ**—એ શું બકોછ, બહેરામશા ?

**બહેલુભઇ**—અરે નિંહરે હું તો કહેવા જાતો' તો કે તુંને ઇ ધોકો હેઠાણી નિંહ પણ બહેન હમાન હમજે.

[સઘળાને વારા ફરતી શેકહેન્ડ કરે છે અને પૈસા સેરવતા જાય છે-દરેકને ભેટે છે: સઘળા લજવાઇ લજવાઇ જાય છે. ત્યાર કેડે બહેલુભઇ રતુને હડસેલો મારી રામલી આગળ મોકલે છે.]

રામલી બહેન હું તમને ભેટી હકતો નિંહ, પણ મારે બદલે આય મારી હાથ-ધરતી તિમ કરહે: વેક રતુ, ગરીબોને ભેટવામાં તે કંઇ એબ હોવેલી કે ?-રામલીને પેટભરી કોટી કર. આય દુન્યા દગાબાજ હોવેલી !

[રતુ બહુજ આનાકાનીથી રામલીને ભેટે છે: બહેલુભઇ અને રતુ વિદાય થાય છે. સઘળા નોકરો તેઓને બારણા તુલીક વલાવી પાછા ફરે છે અને ખુરશીપર છુટથી ફસડાઇ બેસે છે.]

**દાલો**--જો પોયરાઓ--આવતી કાલથી હું તમારો હેડ માનીજર થવહ; જે કંઇ છુટછાટ મારી હાથ લેવી હોય તે આજે રાતે લેઇ લેજો (સઘળાઓ તેને સલામ કરે છે) રાખોરે--રાખોરે ! આજે તો મારૂં દિલ ભરાઇ આવેલું ! રામલા, જાતો--ભરેન્ડીની બાટલી લાવ. બાપ મારા ! આય એક મહીનામાં જેટલા ઢોંગઢોંગ જોયલા તેટલા આખ્ખા જન્મારામાં નિંહ જોયલા.

**માકો**—ખરી વાત ! મંભઇ નગરી--નવઢંગી--પચરંગી--ને બેઢુંઢી તો ખરી !

**અદુ**--હાચ્ચું કહેલું ! ભાઇઓ, આપરે મંભઇમાં વહેલા પણ ગામરયાજ રીહેલા હારા! બાકી આય હેરી હેઠ હેઠાણીઓને ધમધોકાર હુધારાનો પવન ખાનાખરાબીની ખાહીમાં ધહરી જાય તે હું આપરી ગામરી નજરે નિંહ દેખાય ! ઓલી હનોબરે પોતીકા ધણીને હતાવ્યો, કાયર કીધો ને હરવાએ તે બીચારો મંભઇ છોરી નાઠો ! પેલા ટ્રીમટ્રાક બીડીફુંકુ ફરરોખની ઇહકી-ટાટ મડમ હાએબ પરવીહ

હું તેને ચાહતી'તી એમ હમજ્જે ?–નારે બાપા–ચાહે હું ને કાશી હું ? ઓલો જાંહબખબહ ધની હાથે ઉઠાવગીરી કરી જાવાની તૈયારીમાં હાવેલે!

**માકો** (પગમાનું ખાસડું કાઢી નાખે ધસતાં) દોલુબા–અરે'! દોરાબજી હેઠ, તે દિ તમે વાંચતા ઉતાની–(માથું ધવડી) હું જો ?–આપરે ગામરયા ભઇ, જીવારે વાંચવા લખવાની વાટ કર્યે તિવારે ભેજાંમાં જે હેજહાજ ભુહું ભરેલું તે બી ભુહાઇ જાય!

**દોરાબજી શેઠ**—મને પણ કંઇ ફામ નિં'હ મળે.

**અદુ**—એવું કંઇ ઉતું ખરૂઃ (યાદ કરી) "ખુદા જાણે પારહી લોક......"

**દોરાબજી શેઠ**—"કે કીહમતમે કયા લીખા હોગા......"

**માકો**—"જો જાહેર હય વો દેખેંગે......"–પછી હું જો ?–

**દોરાબજી શેઠ**—"વળે બાતેનમેં......"

**માકો** —"કયા હોગા ?"

**રામલો**—દોરાબજી છેઠ, તમો છેઠની રજા હોય તો આ તમારો નોકર પણ બે બોલ બોલે:

**દોરાબજી શેઠ**—(લગાર નરમીથી, લગાર તોરથી) વિલ વિલ–રામલા બોલ, બીહતો રખે! મે તમુને કહેલું કે આજની રાત, આપરે હધલા હરખા છૈએ–પણુ, જો કંઇ કાચ્ચું કાપતો રખે!

**રામલો**—હું કેહું દોરાબજી હેઠ, અમે ગરીબ મનીખ દમરી દુકાનીની–હંતાઇ ભરાઇને–ખુણે ખોચરે–બીડી પુંકતા ઉતા તિવારે તમે પારછીઓના નાકમાં છુગ પેછી જાતી તીઃ રતુબઇ બુમ મારતાં કે મુવા તારી કોઠરી બરી ગઇ કે ધક્કા પુંકાણું કરે! કાનજીબા કહેતા કે ફરીથી જો દાદરપર બીરી પિતો જોવા તો પેટમાં છરી મારા! પણ દોરાબજી છેઠ, હમણાં તો પારછી છેઠયાઓ અમારા લાલાઓ કરતાં છરછ પુંકાણું કરતા સે!!

**દોરાબજી શેઠ**—યેસ યેસ–એ હમણાની કુતરાંને મોતે મરવાની ફાહીન છે!

**રામલો**—રામલી, છંખણી–મુંગી છાની મરી રીહલી: તે દિ ભાણ્યો એછયન કલબમાંથી વાત લાવેલો તિ કેમ કરતી નિંહ? છરમાય છાની? એ છંધા ભાઇઓ સે.

**રામલી**—પિટયા ધમકો છાનો મારે! ભાણ્યો કીહજે: ઓલા છર ભરૂચા છોઠને ખાણું આપેલું તિવારે ઇને નજરે છંધાં છોઠયા-ઓને ખાઇ રીહયા પસી ફુંકાણું કરતાં દિઠેલા! ઇ વાત અમે માનેલી નિંહ તિવારે ભાણ્યાએ ઇની મરનાર માસીના મછાને ગીયેલા કાકાના ને ઇના દરીયામાં ડુબેલા ખલાછી બપાવાના છોગંદ ખાધેલા!

**માકો**—તે દિવહે કેહજે નુહમાં ઓલા કોઇ ડાકટરે જાહેર કીધેલું કે પારહાઓની તહ્લી દિન–પર–દિન ફુગાતી જાય: એ ફુંકણાની મોહકાણુ તો નિંહ હોય?

[દોલો–બ્રેન્ડી ને સોડા છુટથી ફરતો હોવાથી–લગાર તેં થયલો રૂબાબમાં ઉઠે છે.]

**દોરાબજી શેઠ**—લે પોયરાઓ, મારા ગુરા અત્યારથીજ કબુલ નિંહ કરે (પગ જોસમાં ઠોકતાં) યે એમ હું કરો! દગોબીગો દેતા રખે! કાલે તો હેઠાઇ કરવાની છે. પોયરાઓ––એ ઓલો કારાં મોહનાનો કાનજી પટયો કે? હું તો ધારતો ઉતો કે હત્યાનાહ ગીયો હો વરહે બી માચરો ખાલી કરહે નિંહ!

**સઘળા**—અરે એ તો હદાનો પહોંચી ગીયેલો.

**દોરાબજી શેઠ**—ચાલો પોયરાઓ–હરેલ–હોપ કરી હંધા માર્ચ કરી જાઓ ને જો, કાલે કંઈ તેં–તું કરતા રખે: એ રા–ઇનાં–પા–ર રાતે–ગીયેલા–હ—મ—જ—જો.

[ લટર પટર થતો જાય છે. ]

# પ્રવેશ ૬ ઠો.

**વરસ ૧/નો અન્તર.**

## સ્થળઃ—વલસાડ

[દેખાવઃ-બહેલુભાઇના મકાનનું આગણું. એક નાની ગોલ ટીપાઇ, ભાગેલા હાથાની ઇઝીચેર, એક નાનો ઓલ્ડફેશન સોફા, ટાંગેલું પોપટનું પિંજરૂં, એક ઓરણુપર દિલપુછના તુવાલ-સનોબર સુતરાઉ રંગીન સાડીમાં અને પરવીઝ કાલી સુતરાઉ સાડીમાં-પહેલી પાટા ઉપર મસાલો પિસતી અને બીજી ચોખા વિણુતી નજરે પડે છે]

**પરવીઝ**—વહાલી સનોબર, કાલેજ તું કમ્મર દુખવાની ફરીયાદ કરતી'તી*ને આય બર્યો મસાલો પિસટાં પિસટાં વરી ટચકયું બચકયું ભરઈ આવશે તો કાંહ જઇશું ! લાવ મને આપ, આય ચોખા તો ચુંટઇ રહયાછ (સુપડું જમીનપર મેળે છે)

**સનોબર**--ચોર્ખા તો ચુંટાયા, પણ, હજુર બર્યું કેટલું વહીતરૂં તારે વાસ્તે બાકી રહયલું છે ? ને વરી, તારી આંખ તે કાંહ હમણાં હમણાં પાધરી છે. (સારીની કીનારીએ આંજુ લુછે છે) આય મુવાં મરચાંની ઝેણુ તો આંખની જીવલેણુ છે.

**પરવીઝ**--ઓ કીરતાર ! આય જાલ્લમના જુલમી પંજામાં તે કાંય અમુને જકડયાં !

**સનોબર**—આસ્તે આસ્તે, પરવીઝ-જવા દે, સૌ સૌના પાપે મરશે ! બીચારા બહેલુબાએ મારી પાસે જતાં જતાં પ્રૉમીસ લીધી નહિ હોતે ને માંગનારાઓની ધરપકડ નહિ હોતે તો કે, દહારના મુંબઇ જઈ ટયુશન આપી બે પૈસા કુટી કાહરતે.

**પરવીઝ**--પ્રૉમીસ ! માંગનારાઓ ! ઓ માયરે ! એ શું બોલેછ ?

**સનોબર**—જોની ડીયર, બહેલુબાપર ફ્રેદુનના કાગજો આવેછ ને ફ્રેદુન એવણુની પટાવટના જવાબમાં લખેછ કે મેં મારી તહેં

કરઇ, ફીસ્યારી ને લખલુટપણાને છેલ્લી સલામ કીધેલી એ તાહરેજ માનશે કે જહારે હું ઓછામાં ઓછી એક વરસની મુદત સુધી ખુદ આય મકાનમાં ને આયજ ગામરામાં સાદો, સાલેસ સંસાર ગુજારૂં. તું જાણેછ વહાલી કે કમનશીબી એકલી આવતી નથી! અધુરામાં પુરૂં બહેલુબાનેબી વલસાર ધંધાર્થે છોડવું પરયુંછ. કોણ જાણે કાકાજીનેબી શું થયુંછ તે મે કેટલાં કાગજો લખ્યાં પણ એક હરફ જવાબમાં લખતા નથી, ને મારીપર એક પૈબી મોકળી નથી. ડ્રૅસ મેકરો ને કન્ફૅક્ષનરોના બીલોના ટીપણું મારે માથે મુંબઇમાં ટીંગઇ રહયાંછ તેથી તું કાંહ અનજાણ છે? દુખપર ડહામ! (પરવીઝના ખભાંપર માથું મેળી બન્ને રડે છે; રતુ અણુદીઠ ખાંધે સારી નાખી ગુસ્સામાં આવે છે).

રતુ—ધરી પરેરે! આય શું છાન પુતરાંના નાચ! આય કાભાઓ તો આજે બહેરામ રોજ જેવે સપરમે દહારે કામ કછાટીને કુટણું કરવા પરીછ! જરા હારકાં રગરવાં પરે તેમા રરવાના ને કુટવાના કેવાં? કામ કરતાં રરવું આવેછ ને ઠારી ભરીને ચપાટતાં તો નહિ આવતું?

[સ. અને પ. છુટાં પડી પોતાના કામમાં મશગુલ થાય છે.]

સનોબર—રતુ બહેન......

રતુ—રતુ કોણ તારી માય મમઇ! રતાંમાંય નહિ બોસી મરાતું કે?

સનોબર—રતનબઇ, મારા જનેતાં માવતર સિવાય મે આજ સુધી કોઇને માય કરીને કહયું નથી ને કહેવસબી નહિ. પણ, તમુને રતુ બહેન નહિ ગમતું હોય તો રતનબઇ કરી બોલાવશ.

રતુ—ઓ વાય! કોઇ જોવોરે! ખાધાં નિમક કેવાં હલાલ થાયછ તે!

પરવીઝ—રતુબઇ, આય કીયા ભવની દુશમનીનો દાવ તમે અમારીપર સાંધ્યોછ? જુલમનીબી હદ હોયછ.

રતુ—તો! તો! જુલમ કેવા? નહિ ખમાતું તો કુવો તળાવ કાંય નાહ કરતાં? હાથના ધરતાઓ કાંહ છે કે હાથ પકરશે?

મુંબઇમાં વરોને ટાળ્યારોર પરાવી, તેના સવાબમાં કરજના હમ્મેશા ઉમેર્યાં તાહરેજ આય વહીત્રાં કરવા પરેછની ? તે વખતે તો નાકપર લીંબુ ઠરવા દેતી'તીઓ નહિ. પાંડેની ધરમશાળામાં અમારીપર કંઇ થોરા ઘોસારા કીધા'તા ! માય ! માય ! ! માય ! ! ! ભુલી ગીયાં કે–મેમ સાહુઓ ? (ખાસરૂં નાકે ધસે છે) અહુંકરઇ તો નહિ કર્યે ઓદ્દા, પણ બધું અહીંનું અહીંજ જોવાનું છે. મુવાં પોટાં ને સારી પહેરીને તે કંઇ કામ થતાં હોશે ? કેટલી વખત કહયું કે સારીના ચિંઠરાં બધાં કસી તરેહના થઇ જાયછ. અમે બી ખાંધે સારી મારીને કામ કર્યેછ કે નહિ ? માથાબાના તો એબીયલ પાટા પરતા'તા તે હવે કેમ બાંધ્યાંછ ?

**પરવીઝ**—રતુબઇ, મેં તો મોજાં પહેર્યાં નથી, પણ સનોબર આખી રાત ઠંડીથી ઠઠરતી'તી તેથી મેં એને મોજાં પહેરાવવાની જીદ લીધી, ને આય સારી તો, વેલાતી કોલસા તમે બારવાની ફરજ પારોછ તેથી, મેલી થાયછ.

**રતુ**—(ટણકાથી) ઓવાય! વેલાતી મેમસાહુઓ વરી વેલાતી કોલસા નહિ બારે તો શું પોતાના હાથપગ બારે ? તમુને તો ઠંડી નથી વાગતીની ? તાહરે આય સારીનું લબત્રું શું કામ ઓરવ્યુંછ ? અમેબી મુઇ સારી પહેરયેછ કે'ની ? સૌ વખત વેરાએ શોભે !

**સનોબર**—(પરવીઝ બોલવા જાયછ તેને અટકાવી) રતનબઇ, એવો તમુને નહિ ગમતું તો આય મોજાં હું કહારી નાંખુછ (કાઢે છે) પણ સારી તો અમે કામ કરતી વખતે વટીક કહારશું નહિ. જોવોની બહેન–મુંબઇ જેવાં મોટાં શહેરમાં વટીક આયાઓને વહીત્રીઓ તો શું, પણ, ખુદ આય વલસારમાંબી કોલણો ને દુબરીઓને તમે વગર સારીએ કામ કરતી જોઇછ ? સુતરઉ તો સુતરઉ પણ સારી તે સારીજ, સારી તે ગોયા એક સ્ત્રીની સારી સોબતણ છે. સારી વગરની સુંદરી, સાથી વિનાની સુહની સમાન છે. ગમે તેબી કરશો રતનબઇ તો અમે સારી વગરતો ફરવાનાં નથી.

**રતુ**—જોઇશું જોઇશું–એમ કે ? તેનુંબી થઇ રહેશે. આય બાર પર બે વાગી ગીયા ને હજુર તો પાણી ભરવાનું ઠેકાણું નહિ મળે ! પાસેની છોકરીઓ તાહરની બેરાં લઇને પાછી ફરી તે શું આંખ

ફુટી ગેઇછ કે દિસતું નહિ? ને જો એક કલાકમાં પાછી નથી ફરીઓ તો ચોટલા ધરીને કાપી નાખશ. ઓવારે જતી વખત પેલું ચોખાનું તપીલું દળવા આપતી જજો.

[સનોબર ઉઠે છે અને પાણી ખેંચવાનું દોરડું અને ઘડો લઇ, માથે ચંબુરાઓ મુકે છે, પરવીઝ ચોખાનું તપીલું હાથ ઉપર ટકવે છે, રતુબઇ તે તપીલું કપડાંની ઉધણુપર લેવાની તેણીને ફરજ પાડે છે. અને તેઓને કામે ચાલતી કરે છે—મ્યુઝીક]

---

# પ્રવેશ ૭ મો.

---

[દેખાવઃ—ચોગાન. કુવાપર કેટલીક પારસી સ્ત્રીઓ પાણી ખેંચતી અને ગાતી નજરે પડે છે; થોડેક છેટે ભીખલો, ખેમગજ, કંગાલ પોષાકમાં, ધડીમાં ભીક્ષા માંગતો, બડબડતો અને મનમાં આગલાંપર ગણત્રી કરતો નજરે પડે છે]

**૧૩. ગાયન.**

[રહા—છૈયે સુખી, ઝુપડે વસી]

**૧ લી સ્ત્રી**—આઇ આઈ, આજે પેલી બે જણીઓ કંઇ દિસતી નથી?

**૨ જી સ્ત્રી**—કોણુ?

**૩ જી સ્ત્રી**—કોણુની કહેનારીની હમજાતીઓ.

**૪ થી સ્ત્રી**—કહેની કે-અમસી મંભઇની સહીયરો. એ તો એ ચોકને મુંબઇમાં ઓરખતી'તી ને અણુજાણી અમ્મા થાયછ!

**૧ લી સ્ત્રી**—પેલી લાલચણ એ પોરીઓની પછવારે ઓશાની માફક ભમ્યા કરેછ, તે બી આજે અહીં દિસતી નથી.

**૨ જી સ્ત્રી**—એ દુકતીઓને મે મુંબઇમાં જોયલી તાહરે શું એ ાકના નાજનખરાં ને નસકોરાં ! એક તો છતા વરે રંડઇછ ને બીજી જીવતા વરને ખાઇ ગેઇ તોબી મરડાટ કાંહ ઓછો છે ! લેવા-પેલી ડાકણુજ આવી. એની કુમકપર દુકતીઓ કુદેછ, નહિ તો આજે એ લોકને બુમ મરાવવાની ખુબ મજાહ પરતે

**૩ જી સ્ત્રી**—પણુ હજુર કાંહ નાઠું ગીયુંછ ? બેરાં ભરવા પાછું તો આવવુંજ પરશે

[ભીખલી સામેથી પાણી ભરવા આવેછે. પેલી ચારે સ્ત્રીઓ પાણીથી ભરેલાં બેરાં લઇ ચાલવા માંડેછે]

**ભીખલો**—માય ભીખ્છા, બાઇ ભીખ્છા, છેટ છાએબ દાન, બાઇ છાએબ દાન, આપે તિનું માન, નિંહ તિનું લુટાય ધાન; છનોબર ને પરવીછ બાઇ પાણી ભરવા આવે તિવારે દાન દિયે, આ કોકટો દાન દેતી તો રિહ પયણ મારૂં માન યે નિંહ રાખે ! દોકણ ભીખલીબી પાણી ભરવા અજે નિંહ આવેલી-(માથે હાથ દાબી મનસે) પયણ યે ? મારા મસ્તક મહી વંરી છું થાતું સે ? લીઇ કરીને લગરીક ઠંડુ પરેલું, તે પાછી જાણે ધરીયાલની કમાન સુતેલી ! જીવારે ઇમ થાય તિવારે હું છગા બાપનો નિંહ થાતો સું ! (જાહેર) ભીખલી રે ભીખલી-છત્યાનાછ ગીયેલી ક્રીફા ભરાયલી ? આ હું બધો ધાછતીએ મરી સાયલો ને !

**ભીખલી**—(નજદીક આવી) કેમ છું કહેતો સે ?

**ભીખલો**—ખબરદાર-છામે આવી તો ! એક પગલું આગળ ભરછે તો પેલા છેતાનબખ્છની છાતે તારા બાપ પાછે જહાનમમાં મોકલાવી દેવછ ! -હઉવે (ગણેછે)

**ભીખલી**—(સ્વગત) એ પિટયો એમ છું કરતો સે? પેલા ડાછટર જહાંબખ્છે મંબઇની જેલમાં વરછ દહારાની વાતપર આપઘાત કીધેલો ને ફ્રરરોખ છેઠે ઇછટીમરપરથી નખાવી દિઇ જીવ આપેલો તેથી પરવીછબાઇ રાંડેલાં, તિવારનું આ પિટયાનું કાતર્યું ધછેલું !

**ભીખલો**--કીપ કવાઇટ–કીપ કવાઇટ, ઇસ્ટુપીડ ! જોતી નિંહ હું છરવાયું કહારતો સું ?

**ભીખલી**--છરવાયું કેઇ તારી માય મમઇનું કહારે પિટયા ? મારી છનોબર ને પરવીછનું દુખ જોતાં મારી ફીફરી તો ફાટી સાયલી !

**ભીખલો**--(ધસીને) "કીપ કવાઇટ–કીપ કવાઇટ" ! છનોબર નુછ વાંસેતે તું નિંહ જાણે ? છાત–વાડીયાનું છરવાયું હઉવે ! છેવક છરવાયાં છીખેલો–હઉવે ! (ગણે છે) છતર વરછની વાત ઉપર છનોબરની નોકરીમાં રિહુલો પાસ વરસ પર છનોબર પયણેલી તિવારે મુંબઇ છીધારેલાં; સાર વરછનો વછવાટ ને છંધુ છાતરે છાત ! છનોબર છુધારાને સેટે પહોંસેલી–છેટ એક સેટે ને બાઇ બીજે સેટે ! (ગણવાનું મોકુફ) બસ્સા છેતાનબખ્છ, એ છંધી છેતાન્યતી તેં મસાવેલી ! છપનામાં તું મને તારી પસારી તેરે પયણુ બંદો ઇવો કાસ્સો નિંહ કે તેમ કરે–હઉવે ! તુને મે ઘણીવાર કીધેલું કે તું ફરરોખને લીઇ ગંયલો તિમ આ (ભીખલીને જોઇ) ડાકેણનેબી લીઇ જા કે હું રામલી છાતે દાણા પારૂં (અચકીને માથે હાથ દાબી) યે ! વરી માથામાં છું થાતું સે ! છરવાયું ભુલેલો ! (ગણે છે) ફરેદુન છેટ આછ-ટ્રેલીયા ગીયેલા ને છનોબર પરવીછ છાત વલછાર આવેલી–મે જવાની ના પારેલી તે ઓલો છેતાનબખ્છ મારા કીકલાને ઉઠાવી ગીયેલો (ભીખલી રડે છે) યે ! ભંગાન છાનું મસાવે ? પેલી મારી ગાય જીવી બાઇઓ એકમેકના આંછુ મેળવે ને રતુએ આપણુને કાહરી મુકેલાં તે દુખ ઓસાં સે કે તું રડણુ કુટણુ કરે ?

[સનોબર ને પરવીઝ અણુદીઠ આવી પાણી ભરવામાં રોકાય છે, તેણીઓ થાકેલી દીસે છે; ખાલી બેરાં લઇ પાછી ફરેલી સ્ત્રીઓ તેઓની સ્વગત ઠેકડી કરે છે; ભીખલો છેટે જમીનપર કપડું બીછાવી "માયદાન–છેઠાણીદાન" ચાલુ બોલતો ને ધુણતો બેસે છે, ભીખલી માથે હાથ દઇ અફસોસીમાં તેની સામે બેસે છે; તેણીના માથાપર ઉઘણુ છે અને ખાલી બેરૂં પાસે પડેલું છે.]

**ભીખલી**—પિટયા કંઇ છમજ રે છમજ. એ બધો છંતાપ થોરો સે કે તિ માહે તું ઉમેરો કરે. આ જીની છરખી ગાંટલીમાં જીવરો ગુંગળાઇ રિહેલો, તે ઓય છરખો નિકરી જાછે તો કાણુ તારી માય મમઇ તારૂં હોજરૂં ભરછે ? (નિસોસ બેસે છે)

**૧ લી સ્ત્રી**—(ખું'ખારી) સંભાળજો-કમ્મર લચકઇ જશે.

**૨ જી સ્ત્રી**—(રાગ કાઢી) મે તહેંકરઇ અહેંકરઇને શહેરે પિછાની !

**૩ જી સ્ત્રી**—(રાગ કાઢી) હું એસકઇ મેસકઇ કાજ, તાંહ બનીતી દિવાની !

**૨ જી સ્ત્રી**—(રાગ કાઢી) અહીં સાદઇમાં રહેવે, થઇ છે હેરાની!

**૪ થી સ્ત્રી**—કેમ મડમ સાહેબો, જરા ગોલામરીઓપર નજરબી નહિ ફેંકતાં ? તમારી લાલચણુ આજે નથી આવી તેનો ખાર અમારીપર લેવાછ કે ?

**૧ લી સ્ત્રી**—અરે તું નહિ જાણે, એ તો સાસુજીની સોટીનો ચમચમાટ હજુર ચમચમી રહયોછ ! રતુબઇ મને હમણાજ રસ્તામાં મલ્યાં ને બધાં એ લોકના લછછણુ લલકાર્યાં (ભીખલીને આવતી જોઇ) ઓજજા ! લેવો. પેલી વંત્રી આવી, હવે જરા હેઠાં પરજો.

[ભીખલી એકાએક સ. ને પ. ને જોઈ ધસી જઇ ઓવરણુા લે છે.]

**ભીખલી**—ઓ મારી મા-ઓ, આયવી કે ? હું છામેજ વાર જોતી બેઠેલી-ખછી જાઓ (અછાડે છે) શું કરવા વેઠ કરો-મારા છમ-લાવો મને આપી દો (પાણી ભરે છે.)

[ભીખલો ધ્યાન ખેંચાતાં કપડાની ઝોલી તૈયારીમાં રાખી નજદીક આવે છે.]

**ભીખલો**—ગટ માન્નીંગ છનોબર બઇ, ગટ માન્નીંગ પરવીછ બહેન-કંઇ દે દાન, સુટે મારા મગજનું ગીરાન (સનોબર દયાથી ખીસામાંથી પાવલી કાઢી આપે છે, ભીખલી ઝટાક મારી તે ઝુટાવવા જાય છે.)

**ભીખલી**—રાખરે મારી મા-રાખરે ! એ મુવો પિટયો તો નક્ટ સે ! તુંને હમણુા પૈ-પૈની આપદા પરે ને પિટયો દુકાળમાં અદીક માછ કરે !

**સનોબર**--કંઇ નહિ ભીખલી, કંઇ નહિ, હમણા મને ખરચજ શું છે, કે પાન પાવલીનીબી જરૂર પરે! એને લેવા દે.

**ભીખલી**--પણ મુવો, બધો દારૂ પી જછે ને મને મારછે.

**સનોબર**--ભીખલા, જો મારે ખાતર ડાહયો થજે ને દારૂ પિતો ના, મને કબુલાત આપ.

**ભીખલો**—પરામીછ. બાઇ, પરામીછ-(ટાલી મારવા હાથ લંબાવે છે. સનોબર હસીને દયાથી પોતાનો હાથ લંબાવે છે)

**૧ લી સ્ત્રી**—ઓ હો! મુંબઇની મડમ સાહેબો તો દુબરાં દરવણુને બી હાથ આપતાં દેખું! મુઇ દોરડી બરે પણુ વળ નહિ છોરે! ગજવામાં મળે નહિ કોરી ને જાઉં બજારે દોરી! માટી થતાઓ બી એમજ કોયલા થઇ કોથરે પુરાયા હોસે!

[ભીખલી ઝપોઝપ બેરાં ભરેછે]

**ભીખલો**—ગટ મા-નીંગ છનોબર બાઇ,--ગટ મા-નીંગ પરવીછ બાઇ, આય છંખણી ભીખલી છરવાયું નિહં છીખે! મારીને ઇનો રોટલો કરા, પયણુ છરવાયું છીકવું તો છેવકનું નામ મિછટર ભીખલો! હું છંધું દાન મેલતું તિનો એ રોટલો કરે-હું ઇનો રોટલો કરી લાખા, તોજ છેવક--ભીખલો ભાણ્યો પટેલ! (મુછપર ટાવ દે છે.)

[રતુ દાખલ થાય છે અને ભીખલીનો ચોટલો ધરીને પગમાંની સપાટ વડે ઝપેટે છે]

**રતુ**--કાભા, તારી શું મકદુર કે આય હાથભાગીઓને મદદ કરે? તું શું એમ સમજેછ કે તારી માય થતી હું મરી ગેઇછ?. તારા હાથમાં જોર છે તો આય માટી થતાને બારવા કાંય નહિ લઇ જતી?

**ભીખલો**--(રતુપર ધસીને) "કીપ કવાઇટ યુ ઇસ્ટુપીડ"! (માથે હાથ દાબી, સ્વગત) કમાન સટકી તો નિંહ ગેઇલીની! (વધુ દાબી) નિંહ-સે, પાસી ઠીકાણે આવેલી આવેલી! (જાહેર) એ મિછીછ બહેલુકાકા--મિછીછ ભીખલાને ઇનછલ કેમ કરતી સે?-હેં? જવાબ દે?

**રતુ**--હટ મુવા ચશમ ચોર! તારી માય મમઈના આંગપર આવેછ? મુવો પિધેલ કેઠેનો!

**ભીખલો**--હું ! તિવારે ભીખલીને તું કમજાત અપમાન આપે તિનું કંઇ નિંહ કે ? ગરીબો શું અપમાન ખમવા છરજાયલાં કે ?– હું ?–કેમ બોલતી નિંહ, હું ?

[રતુ ભીખલીએ ભરેલાં બેરાં ધડાધડ ઢોલી નાખે છે]

**રતુ**--હાથ ભાગીઓ, ભરો પાછાં એ! તમે શું એમ સમજતી, તીઓ કે તમારાં એ મકકર રતાંમાય જાણતાં નથી ?

**પરવીઝ**--તુંને મારા સોગંદ છે સનોબર, નાજ ભરતી.

**રતુ**--એમ કે ? આવજો ! આજ કાલની દુકતીઓ મને વેચવા નિકરી ! આય સુખ્ખાં મે છ વખત એ લોકને એમ પકરી પારી, પણ મહોનાપર નાખ હોય તારે કે !

**સનોબર**--માફ કરો રતનબાઇ, હું એની તરફથી માફ માગું છ.

**રતુ**--સારી–સિતોતેરમી માફ થઇ ચુકી હોશે, મરે ! લે વેકો, ઝરઝર ભરો !

[સનોબર પાણી ભરવા માંડે છે; રતુબઇ જાયછે; ભીખલી સનોબરને મોકુફ કરવા ઇસારત કરે છે, પરવીઝ સનોબરને વારે છે, ભીખલો ભીખલીનો હાથ "કમ ઓન મિછ્છીછ ભીખલા" કરી બગલમાં લઇ તેણીના માથાપરનું બેડું પોતાના માથે લઇ "મિલીટરી ફૅશનમાં" જોર જુલમથી તેણીને આંટ. મરાવે છે, પનીયારનો બેડાં માથે લઇ લટકાલી ચાલે આવજા કરેછે, કોઇ પાણી ભર્યા કરે છે, તેટલા અરસામાં સનોબર અને પરવીઝ જાય છે–**મયુઝીક**]

---

# પ્રવેશ ૮ મો.

---

[દેખાવઃ--**૧ લો અંકના ૧ લા પ્રવેશવાલો પાછો**; વખત સાંઝનોઃ પ્રથમ ૨/ મિનીટ સુધી મ્યુઝીકમાં નિચલું ગાયન વાગે છે, તે પછી સનોબર અને પરવીઝ મકાનમાંથી ગાતાં સંભળાય છે]

## ૧૪. ઇંગ્રેજી ગાયન.

1

પરવીઝ—
Gaily the Troubadour
touch'd his guitar,
When he was hastening
home from the war:

ઝુરચો અવાજ—
Singing from Palestine,
hither I come,
Lady love! Lady love!
welcome me home.

2

પરવીઝ—
She for the Troubadour
hopelessly wept,
Sadly she thought of him
when others slept:

સનોબર—
Singing in search of thee,
would I might roam,
Troubadour! Troubadour!
come to thy home.

3

પરવીઝ—
Hark! 'twas the Troubadour
breathing her name,
Under the battlement softly
he came:

ઝુરચો અવાજ—
Singing from Palestine
hither I come,
Lady love! Lady love!
welcome me home.

[સનોબર બહાર આવે છે, અંદેશામાં બાજટ ઉપર બેસે છે.]

**સનોબર**—બાર મહીના! (થોભે છે) બાર દહારામાં ફ્રેદુનને સફરે ગીયાને બાર મહીના પુરા થશે. (થોભે છે) બીજા બાર દહારામાં જહાંબક્ષને આપઘાત કીધાને બાર મહીના થશે, તે પછીના બ.ર દહારામાં ફરરોખની વરસી પરશે. (થોભીને) એકતું મોત જેલમાં

બીજાની કબર દરિયામાં ( થોબીને ) કેવો સંજોગ ! કેવો એતેફાક !!
સોરાબશા કહેછ કે ફ્રેદુન નિકળી ચુકાછ ને બાર દહારામાં અહીં
આવી પુગશે. એ બાર મહીનામાં મે બાર એબો તજી દિધીછ: તહેંકરઈ
તુંદઈ, ગુમાની, ફીશ્વારી, ફરેબી, એસકઈ, નફટાઈ, બેપરવાઈ,
ખર્ચાલાપણું, નાફરમાની, 'ફ્રેસ કલરીંગ' ને ટટરબંધ 'બ્લીઉઝ
બટનીંગ, ( થોબે છે ) મારાં બહેસ્તન માયજી કહેતાંતાં કે બાર
વાગે કંઇ કર્યે નહિ, કારણ બાર બોલમાંજ કંઇ ખાર છે ! મારૂં
કહેવાનું ફ્રેદુને હસી કહારીને બરાબર બાર વાગે ટ્રેનપરથી ઉતરી
મુંબઇમાં પગ મુકયો ને મુંબઇએ અમને બારસો ખેમાન કરી
દેખાર્યાં. હું બારમી તારીખે બાર વાગે જનમી'તી, બારમી તારીખે
અદરઈ ને બારમીજ તારીખે પણની--કેવો ભેદી સંજોગ ! બારમીજ
તારીખે કાકાજીએ અત્રે આવી વસવાને ફરમાવ્યું ને વળી લખેછ
કે બારમીજ તારીખે ફ્રેદુન સ્ટીમરપરથી ઉતરશે.---ઓ કીરતાર તારી
કરામત ઔર છે ! જે કેફીયતોને, તારૂં પેદા કીધેલું ઇનસાન,
વ્હેમી ખ્યાલી ને હવાઇ માની ઠેકડી કરેછ તેજ કેફીયતો
જ્યારે આય સંસારમાં ખુલ્લા આકારમાં પોતાનું કામ બજાવી તમામ
થાયછ, ત્યારેજ તારા ગેબી દસ્તની ગેરદેઆબી તારા ખાકસારોને
આઝેઝ કરેછ; હવે પછી એ બાર બોલ ખચ્ચીત મારીપર હાદેસાઓ
તો નહિજ લાવશે. અત્યારસુધીમાં મેં જે કંઇ ખમ્યુંછ તેનો દોષીત
બાર નહિ પણ હું પોતે હતી. (થોબીને) ઓ શહેરી સુધારા—તેં
મારી કેવી ધુળધાંની કીધીછ ! ફ્રેદુન, ફ્રેદુન મેં તુને કેવો સતાવ્યોછ !
(આસામાન તરફહાથ ઉઠાવી) ઓ દાદગર મારી તકસીરો માફ
કરી રહેમ ઉતાર !

[પરવીઝ દાખલ થાય છે તેણીના હાથમાં એક
રૂકકો છે.]

**પરવીઝ**—વાહલી સનોબર, શું વમાસણમાં ? છોડ એ વમાસણ.
શેહાદી કંઇ સદા સુખની બરબાદી નથી. આય જો (કાગજ બતાવે છે.)

**સનોબર**---કોણનું ? બહેલુબાનું કે આખરે કાકાજીનું ?

**પરવીઝ**---નહિ નહિ,-પારખ જોઉં ! (થોબીને) તું કાંહથી
પારખે વહાલી ? એ તો મારા સુખનો આફતાબ હવે પાછો રોશન

કરનાર, આ કમીના હાથની ફરી માંગણી કરનાર, એક વખતના તરછોડાયલા મારા સાચ્ચા આશક પિલસુમનું છે...........

**સનોબર**—પિલસુમ! તારા બહેસ્તી ફરરોખ પર જીંદગી બચાવવાને છુપ્યો સંદેશો મોકલ્યો તે?

**પરવીઝ**—હા તેજ વહાલી. ગઇ ગુજરી યાદ કરવામાં સાર નથી. વિસ વરસની નવજવાન વયે એ "પિલસુમે" પોતાના બાપનું છત્ર ખોહયું ને પોતાની કોલેજ કારકીર્દી તહકુબ કરી ખેતી-વાડીમાં ઝીપલાવ્યું. અમો એકબીજાંને યકીનથી ચહાતાં'તાં, પણ પિલસુમના ખેતીવાડીના ધંધાને મે તુચ્છ ગણીયો, મે તેને ધંધા ને ધણ્યાણી વચ્ચે પસંદગી કરવા ફરમાવ્યું, તેણે ધંધાનેજ કેરદાર બનાવ્યો, ને સંજોગે મને,—મને—ફરરોખની મ્હોર-દાર બનાવી. ગાયનચીના ડ્રેસમાં રૂસ્તમખાન નામ ધારણ કરી બહેસ્તી ફરરોખને તરકીબથી તેરવિ લઇ જનાર એ પિલસુમજ ઉતો. ફરરોખના ગુજરવા બાદ બહેલુભઇએ લખ્યું તું, કે, તારા ફ્રેદુન સાથ એ ઓરૂલ્યા જઇને રહયોછ. (થોભીને) ઓ પિલસુમ—પિલસુમ—

**બહેલુભઈ**—(અંદરથી) એ પિલહુમનું નામ કોણે લીધેલું?

[બહેલુભઇ અને કાનજી દાખલ થાય છે, સનોબર અને પરવીઝ ખુશાલીથી ચોંકીને બહેલુભઇને હેતાળુ આલીંગન કરે છે, કાનજીને શેકહેન્ડ કરે છે.]

**સનોબર**—(બહેલુભઇના હાથ આંખે દાબી) મુરબ્બીજી હમણાજ અમે તમુને યાદ કીધા. મારાં ને પરવીઝના ગમીથી ઘેરા-યલાં મગજમાંના શીહા વિચારો તમારા દિલસોઝ સંદેશાઓથીજ વિખરાતા'તા ને તમારી નસીયત પ્રમાણે તુર્ત બંદગી કરી દુખી દિલને રહાત આપતાં તાં (પરવીઝ સાથે ભેગા અવાજે) બહેલુ બાવા, અમારી આગલી ચાલ માટે અમો પશેમાન થઇ ખરેજ શરમીંદા છઇયે.

[બન્ને પંગે પડે છે, કાનજી સટકી જાય છે.]

**બહેલુભઈ**—અરે હરમ હાની? યે તો જુવાની તે દેવાની, ઘડપણ તે હાણુપણુ, હોવે હાન ને વિહે ગ્નાન. બચ્ચાં હોય તે હંતાપે બી ને દુખીબી કરે. મારા કાલી નજીએ હું મને હંતાપેલો નિંહ કે? યે તો પોયરાંઓ જખમ કરે, ને માબાપ વૈદની

પખીન તેને રૂજાવેઃ હનોબર, હું તો હદા ઇમજ હમજતો આવેલો કે મારી બે પોરીઓ હોવેલી પણ પરવીઝ તિ પછી મારી ત્રીજી પોરી થયલી

**પરવીઝ**--એ આપુને વાત કરતાં મુકીને કાનજીભઇ કાંહ સટકી ગીયા ?

**બહેલુભઇ**--અરે યે તો કંઇ પેટની પુંજા કરવા ગીયો હોહે. બાપરે ! બહારગામ ફર્યા પછી એ કંઇ જોભરે કંઇ જોભરે ! બૈરાંઓ તો કહે કે ઓલા વલહારી વૈદની દવાથી ઇના પેટમાં આગ ઉઠેલી, પયણ હું ઇ વાત માનું નિંહ ! યે તો તાડી ને નારીની તન્દરોહતી, મહીયારી માંગણ રે ! ખરૂં ની ? તમે પોરીઓ બી ઓલા પોયરાઓની ખુહાલીમાં ખુબ તરેહથી તાડી પીવો, હમણાંજ મેં હીંયા થોડી હોજજી તાડી મંગાવેલી-(ખુશાલીથી) વાહ ! હું મજેહનું લાગે ! નરો જાણે નવહારીનો હોરાબ બામ !

> [ભીખલી હાથમાં તાડીના બે ઘડીયાં અને બગલમાં સેત્રંજી લઇ આવેછે, કાનજી અંદરથી કેળુ પાંઉ ખાતો આવેછે]

યે હું ! કાનજી, તારૂં પેટ કે પાહ્યો ?

**સનોબર**—કાનજીભઇ પેલું તમારૂં ભુંગલું કાંહ ગીયું ?

**પરવીઝ**--ને પેલી ડાંગ ?

**બહેલુભઇ**--(તાડીની તાંસ મારતા) અરે યે તો હઉ ઓવારી પોવારીને અલ્લા-બલા હાથે મંભઇ નાખી આવેલો. હત્યાનાહ ગઇ યે મંભઇએ હનોબરના હુખનું ને કાહન્યાની દેહનું હત્યાનાહ વારેલું ! લે, કાંહનયા (ઘડીયું આપેછે) પી તો-બહુ ફકર ! બહુ ફકર ! (સંતોષથી ઓડકાર ખાય છે; કાનજી તાંસ મારેછે.)

**સનોબર**—નજી બહેનને નહિ લાયા કે બહેલુબા ?

**પરવીઝ**--એને બહારગામની હવા સદીછ કે ? જારી થઇછ કે ?

**બહેલુભઇ**--હું કર્યે મા ! આજકાલની પોરી પયણવામાં જીમ મેં ભુલ કીધેલી તિમ કાનજીએ કીધેલી; હમણા મારી ઇફ્રા બે દુરના હગાઓ(તાંસ મારેછે) આવેલાઃ ફાંકરા જુવાન પોયરાઓ ! જાંગલા હરખા લાગે! નજી કહેજે "ઇટીકીટ" પરમાણે યે લોકને લીઇનેજ હું આવહ.

**કાનજી**--(બહેલુભાઇના કાનમાં) એ પોયરાઓ કંઇ ચેરાં તો નહિ કહારે ? (તાંસ મારેછે)

**બહેલુભાઇ**--અરે તું અમોઘો બેહી રહે; કંઇ ખદા ખદા કર. સનોબર મા, તારૂં કંઇ અહલી ગાયન લલકાર,પરવીહ તુંને ટેકો આપહે.

**સનોબર**
**પરવીઝ** } મોટી ખુશીથી.

[ગાયન ચાલે છે, તેટલાં ફ્રેદુન અને પિલસુમ બગલમાં હાથ લઇને, નજી સોરાબશાની જોડે વાત કરતી, પછવાડેથી દાખલ થાય છે અને મચેલો રંગ જોઇ, ઝાડી પછવાડે છુપાય છે.]

### ૧૫. ગાયન.

(રાહ—આવો આવોરે મારા અલબેલા)

[ગાયનની લહેરમાં કાનજી અને બહેલુભાઇ ડાન્સ કરે છે; કાનજી તાડીનું ઘડીયું લઇ પાછળ હઠતો હઠતો છુપાયલી નજીના દિલપર પડે છે, ઘડયું પડી જાય છે–તાડી ઢોળાય છે–જેના અવાજથી સઘળાં ની નજર એક થાય છે]

**સનોબર**—કોણ? ફ્રેદુન ! મારા ફ્રેદુન ! !
**ભીખલી**—ઓ મારા ફરેદુન હેઠ !
**પરવિઝ**—ઓ, તેજ! ફીરોજ—પિલસુમ !
} એક અવાજે

[સનોબર ધસી જઇ ફ્રેદુનને બગલગીર થાય છે, પરવીઝ ચકીત થઇ નજીના હાથપર ટેકઇ પિલસુમ ને ટીકે છે. પિલસુમ બીજી તરફથી હાથ લાંબા કરી તેણીને બગલગીર કરવા માંગતો હોય તેવી અદામાં ઉભો રહે છે; બહેલુભઇ 'તાડીની તાંસ મારી સોરાબશાને ઘડીયું આપે છે, જેવણું બાજંટપર બેસી જઇ પાઘડી કાઢી ટાલક તુછી સંતોષથી તાંસ મારે છે, ભીખલી ઓવરણા લેતી અદામાં ઉભી રહે છે. કાનજી નાચે છે અને કેળું છોલી ખાય છે.—મયુઝીક લાઇમ લાઇટ].

## 'ટાબલો'

## ડ્રૉપ

---

# સેવક વિરૂધ

## કોઈ બચ્ચારા મી૦ પીલ્લામજી.

---

"*Learn* then what *Morals* critics ought to show,
For 'tis but half a judge's task, to know.
'Tis not enough, taste, judgment, learning, join;
In all you speak, let truth and candour shine;
That not alone what to your sense is due
All may allow: but seek your friendship too.
Be silent always, when you doubt your sense;
And speak, though sure, with seeming diffidence:
Some positive, persisting fops we know,
Who, if once wrong, will needs be always so;
But you, with pleasure own your errors past,
And make each day a critique on the last."

—*ALEX POPE*.

"જાંગલો જાય અને કુતરૂં ભસે"—વાહ, કેવી નાખ્તીભરી કહેતી! પણ, બાપુ, તમો ભુલ્યા છો કે આ ભસતાં કુતરાંને જો લાકડીસે પિછાન કરાવતા નથી તો તેનું બાચકું તમારા પગનાં નિર્દોશ ટેટાંની સેહુજે પિછાન કરી લે છે. વળી, જોજો હો—ભડકુ દઈને ભરડી દેશો ના કે આ મી૦ બનાજી તો ઉડતા વા સાથ વઢે છે. હું કાંઇ moralise કરવા બેઠો નથી. પરંતુ, મારે પણ ભરડી દેવું જોઇએ કે આજકાલ આપણા પારસી ભાઇઓમાં Moral Courage નો ઔંશ કેટલેક દરજજે કમતી થતો ચાલ્યો છે. એકાદ આરોપી સામે કોર્ટ દરબારમાં સાક્ષી આપવા જવું પડે તો ત્રણ કોસ દુર નાહસી સટકી જશે! ટ્રામ્વે ગાડી મધે એકાદ બાપડો હિન્દુ

યા મુસલમીન, કંડકટરની કડવાસનો ભોગ થઇ પડે તો તેને નજદીક બેઠેલાઓ ઉંચકી આપશે: "મારા સાહેબ લડો!—ના આપતા એને પૈસા" પણ સાક્ષી પુરવાની વાત આવી કે, પોબારાં! કાંઇ જાહેર સવાલ ઉપર પ્રમાણીક હિંમતી લખાણુ કરવું હોય તો દુમ દબાવી ચુપ બેસશે!

પણ, શું આ દુમ–દબાઉપણું આટલામાંજ સમાઇ રહ્યું છે? ના ના—તમો ઠાપ ખાઓ છો. આજ ને કાલ તો એક આસામીમાં અમુક ગુણની ગેરહાજરી હોય કીવાં તે ગુણ ખીલવવાને તે યત્ન કરતો ન હોય તે ગુણુ બીજાને જયારે ધરાવતાં યા ખીલવતાં તે દેખે છે ત્યારે તે ગુણ ધરાવતા શખ્સને સતાવવામાં તે કશું બાકાત રાખતો નથી. ચશઅમોનું નુર ખોલ્યા પછી જે દિનથી તમારા આ અદના સેવકે કલમકશીના મેદાનમાં કલમ ઉપાડી ઓરીજીનૅલીટીના ખેતર તેની નાકેશ શકિત મુજબ ખેડવા માંડયાં તે દીથી એક ચોકકસ તરજુમા–વાર્તા–માસ્તર–અધીપતીના નાકનાં ફીફરાંમાં સુગ પેઠી: "મારા સાહેબ, તમારી ચોપડી ઓરીજીનલ તો છે, it is something *au nouveau* પણ એમ ચિપીચાપીને ઓરીજીનલ બોલ ઉપર એટલો ભાર શેનો મેજો છો?"—અધીપતી સાહેબની આ દલીલ સાંભળ્યાને ૨૪) કલાક થયા નહિ તેવામાં તેમનુંજ એક પુસ્તક 'વારસે–ના–કબુલ' મારા હાથમાં આવ્યું જે માહે તેઓનો નિચલો રડાકુટો વાંચતાંજ તેવણુના ઉપલાં ગંભીર વચનનો ભાવાર્થ સેવકને સહેજે સમજાઇ ગયો:—

> "અહીં તહીં ચીત્રની રંગતમાં જો મારી પીછીએ સહેજ આંબડ ગુંચડ કરી મેલી હોય તો આંખ આડા કાન કરી ચલાવી લેજો. ઓરીજીનલ નૉવેલો જો હું લખી શકું તો આજે ન્યાલ થઇ જાઉં. ના, એવી રીતનો ઓરીજીનલ લેખક હોવાનો ધખારો મને નથી"—

વળી આ શેઠજીના કાકાજી **મી૦ કેકોબાદ મરઝબાને** એજ શેઠજીના એજ પુસ્તકમાં લખેલી પ્રસ્તાવના મારા વાંચવામાં આવી. જુઓ તે માહે શું લખેલું છે તે ગોખો:—

' યુનીવર્સીટીની ચઢતી ડીગ્રીઓ મેળવેલા જવાનોનો દેશી
" છાપા સાથેનો સંબંધ એ છાપાની તવારીખમાં એક
" નવો સને શરૂ કરે છે. **સઘળા ખરા દેશભકતો એ**
" **સને સોનેરી ગણે છે અને તે ઉપર મોટો મદાર**
" **બાંધે છે.** તેઓ વાજબી ઉમેદ રાખે છે કે ઉંચી કેળ-
" વણીનાં ફળ ચાખી આવેલા આ અધીપતીઓ સઘળા
" જાહેર સવાલો—રાજદ્વારી તેમજ સંસારીક—ઉપર
" લોકમતને દોરવવામાં મોટું મન, ચઢતો અભ્યાસ, **મજ-**
" **બુત સ્વતંત્રતા** બતાવશે અને આમ કરી દેશી છાપાને
" પ્રજામતનાં એક બળવાન વાજીંત્ર દાખલ વધારે અગત્યતા
" અપાવશે. આ ઉમેદ કેટલે દરજજે પાર પડી છે તે અહીંયા
" તપાસવાનું નથી. એ અખતરો હજી તપાસની હાલતમાં છે.
" તે તો હજી અનુભવની કસોટી ઉપર કસાય છે. તે ઉપર
" ચોક્કસ મત આપવા સારૂ આપણને હજી દસ પંદર વરસ
" થોભી જવું જોઇશે. એક અધીપતી દાખલ પીજામની
" કારકીરદી તપાસવાનું મેં અત્રે માથે લીધું નથી પણ એક
" વાર્તા લખનાર તરીકે એમના દરજજાની એક ટુંક તપાસ
" લેવાનું મેં કબુલ કર્યું છે. આ ઠીકજ છે કેમકે **ઘણાક**
" **જાહેર સવાલોમાં હું એમના મતને બીલકુલ**
" **મળતો થતો નથી.**"

જાણીતી ઇંગ્રેજી લેખક મીસ જેન ઓસ્ટીને નૉવેલોના સંબંધમાં કીધેલા ચોક્કસ મજબુત ઇસારાઓ ટાંકી મી૦ કેકોબાદ પોતે વધુ લંબાવે છે કે:—

" આ ટકોર [મીસ જેન ઓસ્ટીને કીધેલી] આપણાં ઘણાં
" ચોપાન્યાંઓ અને પત્રોને લાગુ પડે છે. **દીલ ઉશકેરનારી**
" **અસંભવીત ચોકઠાંવાલી** વાર્તાઓને તેઓ **સખતમાં**
" સખત ભાષામાં વખોડી કાઢે છે પણ **ખુદ પોતાનાજ પત્ર**
" **કે ચોપાન્યામાં** અને કેટલીકવાર તો **તેજ અંકમાં એવી**
" **દીલ ફાડી નાખનારી** વાર્તાઓ આપે છે કે તે વાંચી
" આપણા દીલનો ધપકારો આપણનેજ સ્પષ્ટ સંભળાય, આપણી

" નાડી જબરા ઠોકા મારી દોડે અને આપણાં આખા શરીર
" ઉપર ઝીણા ઝીણા, ઠંડાં ઠંડાં ઝરાં ફુટી નીકળે.
" તેઓ દુન્યાનું સ્વરૂપ બદલી નાખી તેને એકદમ
" બહેસ્ત કે એકદમ દોજખમાં ફેરવી નાખે છે; પોતાના
" પાત્રોને ચાહેોમ ફરેસ્તાને રૂપે કે સરીયામ શયતાન
" જેવાં ચીત્રે છે અને તે છતાં ફરીયાદ કરે છે કે દીલ
" ઉશકેરનારી, કલ્પીત કાર્યો વાળી વાર્તાઓએ આપણા
" સંસારના ટાળા ઉપર બહુ નુકસાનકારક અસર ઉપજાવી
" છે × × × × × ગુજરાતી ભાષામાં ઓરીજીનલ
" વાર્તાઓ લખવાનો હવે સમય આવ્યો છે એમ હું
" માનું છું, અને મેં થોડીક બહુ સારી એવી વાર્તાઓ
" જોઇ છે પણ ખરી. પણ હજી આપણા લખનારાઓનો
" મોટો ભાગ-ખુદ પહેલી પંકતીના લખનારાઓનો પણ-
" પોતાના પ્લોટો ઇંગ્રેજી નોવેલો ઉપરથી લીયે છે, તેને
" પારસી સંસારનો લેબાસ પહેરાવવામાં ચઢતી-ઉતરતી
" કુશળતા દેખાડે છે અને તેમની ફત્તેહનું પ્રમાણ અસલ
" ઇંગ્રેજી નોવેલનું સ્વરૂપ કેટલે દરજ્જે તેઓ ફેરવી શકે
" છે તેના ઉપર આધાર રાખે છે. બીજાએ પણ હજી
" ઓરીજીનલ વાર્તાઓ ઉપર હાથ અજમાવ્યો
" નથી."

મી૰ કેકોબાદ મરઝબાને કરેલી ઉપલી ટીકાઓમાં કાલા અક્ષરો મારા કરેલા છે. આ ટીકાઓ સને ૧૯૦૬ના સાલમાં થઇ હતી, ત્યાર કેડે પ) વરસ પસાર થયાં છે અને કેળવાયલા અધીપતીઓનો જે અખતરો અનુભવની કસોટી ઉપર કસાતો કહેવાતો હતો તે લગભગ કસાઇ રહયો છે—આમ કહેવામાં હું ખોટો ગણાઇશ નહિં. તેનું પરીણામ આપણી મુરાદી યા નામુરાદીમાં આવ્યું છે તે પણ વાંચક આલમે જોઇ લીધું છે. મી૰ કેકોબાદ મરઝબાન જેવા એક અપક્ષપાત ગ્રહસ્થની શું ફરજ નથી કે આ અખતરા વિષે જે કાંઇ મત હવે તેઓએ બાંધ્યું હોય તે પ્રજા-હીતે બાહીમત અને બીનદહેસ્ત જાહેરમાં મુકે? વારસે-ના-કબુલ વંચાવતાં, બાપુ, મારી નાડી

જખરા ઠોકા મારી દોડી, મારૂં દીલ ને ચિત ધપકયું, મારા શરીર ઉપર અગણીત ઠંડાં ઠંડાં ઝરાં ફુટી નીકળ્યાં, અને કોઇ જાલમ ખવીસી જેહાનગારમાં ગબડી પડયો હોવું એમ ભાસ્યું! પરવરદેગાર આવો અનુભવ મને ફરી ન ચખાડે. સામાન્ય રીતે અમથા-ભાઇની ચોપડી માહે ભમતાભાઇ પ્રસ્તાવના ઠોકી મારે એ નિયમને હું મારાં એક જાહેર લખાણમાં વખોડી ગયો છું; પરંતુ, ઉપર ટાંકેલી પ્રસ્તાવના જેવી એક પ્રસ્તાવનાને તો હું મારા ગમે એવાં અદના પુસ્તકમાં પણ જગ્યા આપું નહિ. આમ કહી હું તે પ્રસ્તાવના લખનારને મુદ્દલે અપમાન કરતો નથી, તેમની તરફ હું માનથી જોઉં છું, મગર, જેને હાસ્યરસનો ચડશ ચઢયો હોય તેના હોઠો તો આપુ સહેજે વળ ખાઇ જાય છે; આવોજ કાંઇ વળ ઉપલી પ્રસ્તાવના, જેનો માત્ર એક ટુંક ભાગ જગ્યાની કોતાઇને લીધે મેં અત્રે ટાંકયો છે, તે વાંચતાં મારા હોઠોએ ખાધો. અધધધધ! આને તે શું compliment કહીયે કે save me from my friends કહીયે? શુ આવી પ્રસ્તાવના વિના પુસ્તક રચનારને ન ચાલત?

પીજામભાઇ ઉપર હું આજ આટલો કાં ઉખડું છું એમ તમને પુકારતાં હું સાંભળું છું. બાપુ, પીજામભાઇ જો આટલુંજ બોલીને બેસી રહ્યા હોત કે ઓરીજીનેલીટી ઉપર આટલો ભાર શેનો મેલો છો તો કદાપી હું ચુપ બેસત. પણ ના,—તેમ તો શેઠજીની 'પાલીસી' થી ઉલટું થાય! મયે સબકુ મારૂ મુઝે કોઇ ન મારે! તેરી ભેંસાને મેરી ખીજા પાડી! એકેક કરતાં બબ્બે, એક રોજીંદું અને એક પખવાડીક, ઓજારો હાથમાં આવે કે પછી શુરપર ચઢેલો એક છાપાનો અધીપતી—ભલેને ગમે એટલો ભણેલો હોય—તે શું કરવાનું બાકી રાખે છે તે, જો તમોએ આપણા અઠવાડીક પત્ર 'કયસરે હીન્દ'એ છાપાની જોખમદારી ઇત્યાદી મથાળાં હેઠળ કાઢેલાં સોનાને મુળના લખાણો વાંચ્યાં હશે તો, આયના મિસાલ જોઇ શકશો.

'ગપ-સપ' ના એક મથાળાં 'આવતા માસનું કેલન્ડર' નીચે પોતાની નાદર કટારોમાં આ ભાઇએ તો પોતાની ફરમાસુ અલાપોની હારમાળા, ઘણાક માનવંત ગ્રહસ્થો ભેગી, મારે ગળે પણ વિંટાળવા માંડી! સર પી. મેહતા, ખાં૦ બા૦ બર-

જોરજી પટેલ, શેઠો પાલનજી દેશાઇ, મીનોચેહરહોમજી, આપઅખત્યાર જેવા ગ્રહસ્થોની સંઙ્ગમાં—ગમે એવી કટારોમાં બીરાજી ગાળો ખાવી,—એ મને પેલી ઇંગ્રેજી કહેતી It is often wholesome to be abused in good company ની થોડોક વખત તો યાદ આપતી રહી. પણ, કુતરાની પૂછડી વાંકી તે વાંકીજ ! દોરડી બળે પણ કાંઈ વળ છોડે ! ના, આમ થાય તો દુન્યાઇ દોરનું ચક્ર ઉંધું વળે. પીજામી પીંગલનું પૂછડું તો લંબાતુંજ રહયું તે કેટલી હદ સુધી તે નિચલા ફકરાઓ ઉપરથી જણાશે:—

"મી૦ મેરવાનજી મ. બનાજી એક તદન નવી ઓરીજીનલ વાર્તાની ચોપડી "ચહડતીના સીખરનું પડતીના તીખલ પર નોનસન્સનુ સુખર" એવે નામે લખે છે અને તેને માટે તેવણ ઘરેઘર પોતાના મીત્રોપર એક ખાનગી સરકયુલર તથા ચીઠી મોકલી એક નકલ ખરીદવાની અરજ કરે છે."

"મી૦ બનાજીની નવી ચોપડી માટે ૪૧ નકલના ઓરડર આવે છે. (૦૧ ઓરડરે એમ આવે છે કે એક ઘરાક રૂપીયાના ચાર આનાના ભાવે ચોપડી માગે છે.)–બુકસેલરો પોતાની દુકાનપર દરોરો પડે અને ઘરાકો બારણા ભાંજી એ ચોપડી ઉંચકી જાય એવી બીહીકથી પોલીસ કમીશનરને અરજ કરે છે કે બે બે માઉનટેડ પોલીસના સવારો આખો દાહડો અને આખી રાત દરેક બુકસેલરોની દુકાનની બાહેર થોડા મહીના ઉભા રાખવા."

(ગપસપ–૧–૭–૧૧)

"પેલી અદભુત ઓરીજીનલ પારસી વાર્તા "પારસી પુત્રી પ્રકાસ" ને સામે હીસ્સેબી પુગે એવી કામેલ્યત કોઇજ લેખક બતાવી શકેલો નહીં હોવાથી ચેલેંજ માટે કહાડેલા રૂ. ૫૦૧ ની રકમ હવે પાંજરાપોલમાં માંડી ગધેડીઓને ઘાસ નાખવાનાં ફંડમાં આપી દેવાની મી૦ લાભશંકર લખમીદાસ મી૦ બનાજીને વીનંતી કરે છે."

(ગપસપ–૧–૯–૧૧)

"મી૦ મેરવાનજી મ. બનાજી ફરીથી ભાર મુકીને પોતાનું પ્રમાણીક મત ઓચરે છે કે " મારા જેવો ઓરીજીનલ લખનાર બીજો આખા એશીયામાં કોઇ નથી–બીજા બધા નોવેલીસ્ટો તો ગધેડા છે."

(ગપસપ–૧–૪–૧૧)

પીજામજી તો ગોયા પોતાના વાંચકોની આંખમાં ધુળ છાંટી પોતાની હમેશની કળાથી આવતા માસના બનાવોનાં ઓઠાં હેઠળ ખરાજ બનાવો બનતા હોય તેમ દેખાડી આપવાની બાજી રચતા હતા. આ બાજી એટલી તો ઉંધડ છે કે તેની એક બે લીટીનાજ સંબંધમાં થોડોક ખુલાસો અત્રે કરવો જરૂરનો છે. 'પારસી લેખક મંડળ' વાલાં મારાં લખાણમાં હું લખી ગયો છું તેમ શ્રેષ્ટ ગુજરાતી સાહીત્યને,—હાલનો dissipated reading taste જોતાં,—જો push કર્યું ન હોય તો તેનો પ્રસાર થવો કઠણ છે, અને મારી જાણ મુજબ મર્હુમ મી૦ કેખુશરો કાબ્રાજી જેવા એક પ્રતીષ્ટીત કલમકશને પણ પોતાનાં પુસ્તકો push કરવાં પડતાં હતાં.

અરે ભાઇઓ અને બાઇઓ, કેટલાક કેહવાતા લેખકોને આપણ ક્યાં નથી પીછાનતાં? તેઓ પોતાનાં લખાણોમાં consistency નું કેવું કરપીણ ખુન કરે છે તેની સામસામી તસ્વીરો તમો સન્મુખ નિચે ધરૂં છું:—

[દીબાચો:—"માસીનો માકો" મી૦ પીજામજી આચરે છે કેઃ—]

"આ મારી પહેલી કોશેશ એક શંતોષ લેવાજોગ ફતેહ છે કે એક દેખઇતી નીશફ્ળતા છે તે માટે ચુકાદો આપવાનું કામ મારૂં છેજ નહીં. તે તમારૂં કામ છે. પણ તે છતાં જો મારૂં અંગત મત ખાનગીમાં પુછવાનું દબાણજ કરશો તો કહીશ કે જેમ મારેથી મારો પોતાનો બરડો શાબાશી માટે થોકી શકાતો નથી—તેમ વળી હું પોતે આગળ રહીને આ મારી કોશેશ ગમ એકદમજ બે—છી—કુનું નસકોરૂં કરવાબી તૈયાર નથી. એમ નાં સમજતાં કે પીજામ ભીખાજી બને છે! એક "લેખક" (!) હોવાનો ફાંકો મેં મારી જીંદગીમાં કદી રાખ્યોજ નથી. "લેખક" એ શબ્દ પહેલાં તો કોઇબી નાટક લખનારને વાજબી રીતે લાગુ પડી શકે કે નહીં તેનોજ મને તો મોટો વહેમ છે."

[હવે—નીચલી જાહેર ખબર જે પીજામી મૉડેસ્ટીનો એક નાદર નમુનો છે તેની ઉપર જરા નજર ફેંકશો—ગપસપ, તા૦ ૧૪–૯–૧૯૦૬.]

× × × ×

મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાન,—એમ. એ.
('જામે-જમશેદ' ના આસીસટંટ એડીટર)
ની કલમ આજે વાંચક વર્ગને અણજાણી નથી.
'પીજામ'ની લોકપ્રીય સ્ટાઈલમાં લખાયલી આ દીલપઝીર પારસી સંસારી નોવેલ હવે બહાર પડી ચુકી છે.

આ વાર્તા બે પાવરફુલ ઇંગ્રેજી નોવેલોના આધારપરથી એકમાં ચુંટી લઇ 'પીજામે' એક અતી મજબુત પ્લોટ રજુ કર્યો છે.

ડ્રોઇંગ રૂમની ટેબલ ઉપર રાખવા લાયક અતી દીલકશ રસીલી નવલકથા.

લેખકે બાપના લેખક બેટાની કલમથી લખાયલી એક જોરેમંદ પારસી કથા.

---

ચોમેરથી વખણાયલી વાર્તા—લગભગ ૮૦૦ પાનાની.

[એડીટર–ગપસપ યાને હિન્દુસ્તાનનું Tit Bits, તા૦ ૧ લી જાન્યુઆરી ૧૯૧૦]

## અમારો પખવાડીક પોસ્ટ.

બ૦ ૨૦ ચી૦—એક ગુજરાતી ચોપાન્યાને ઇંગ્રેજી પત્રના લાડ શીદને, ભાઇસાબ ? અને ઇંગ્રેજીબી "સામપલ" ની હો !

"For payment please! But if can't pay, no, necessity please. I will satisfy to see in the Gup–Sup."

To The Editor

ને વળી જાણે એટલું બસ ન હોય તેમ—

"P. S.—I shall thank you not to waste this, as I have taken trouble after it and much oblige.

Yrs. truly.

આ પત્ર લાલ શાહીએ લખ્યો છે. ખચીતજ, "ઘરડી ઘોડી અને લાલ લગામ" નો સર્વે સામાન છે.

આટલા તરીઆપાવ ફેંક્યા પછી તમારૂં મોઢુંબી મીઠું કરીશું. ફાર્સ ઠીક છે.

# થોડાક આગેવાન લેખકોની એક "સુવેનીર" ચીત્રમાળા.

(આ ચોપાન્યાંને તેની હાલની હાલતે લાવવામાં જે ભલા કલમકશ મીત્રો અને લેખક ખેરખાહોએ પોતાનો ઉલટમંદ હીસ્સો આપ્યો છે— તેઓની યાદગારી જાળવી રાખવા માટે આ ફોટોગ્રાફોની હારમાળા મેહરબાન વાંચકોની હજુરમાં આજે હેશાન અને ખુશાલી સાથ રજુ કરૂં છું—પીજામ.)

ફોટો.

"બ. ર. ચી."

મી૦ બરજોર ર. ચીનાઈ.

કેમ, હું દઇને હસો છો કેમ? એ તો પીજામ્યન હિંદુસ્તાની Tit-Bits ની "હાલની હાલત" છે.

વળી, આજ સુવેનીર ફોટોગ્રાફની મરજીબાની હારમાળા તરફ નજર ફેંકશો અને તેની નીચેના લેખો વાંચશો તો modesty ની કેવી માઠી દશા થઇ છે તેનો તમને સંપુર્ણ ખ્યાલ આવશે. આપણું તો નામ, બાપુ, બાલાર્ડ હાઉસની "બલાક બુક"–માં નોંધાઇ ચુક્યું છે એટલે ડરવું શેનું?

પણ, પીજામી બાજીની વાત કરતાં હું આઘો નાઠો છું. જ્યારે અવધી થઇ ત્યારે સેવકને એક સ્નેહી સોલીસીટરની સલાહ લેવી પડી. તેમને 'ગપ સપ'ના અમુક ફકરા અને 'જામે'ના 'સુખલા જામાસ'નો અમુક બખાલારૂપી ફકરો, મારી 'પુત્રી પ્રકાશ'ની ચોપડીના સંબંધમાં, દેખાડતાં તેવણે જે મત આપ્યું તે હાલ રજુ કરવાની જરૂર હું જોતો નથી.

'સુખાલા જામાસ'ના જે ફકરા બાબે મેં ઇસારો કીધો છે તે ફકરો મારી 'પારસી પુત્રી પ્રકાશ'ની એક જાહેર ખબરનું પરીણામ હતું. આ જાહેર ખબરના ખરડા માહે મેં નીચલા, શબ્દો, મારી સામેના અંગત હુમલાઓ ધ્યાનમાં લઇ, ફરજયાત દાખલ કર્યા હતા:–

"જેઓ ઓરીજીનલ થવાની કોશેશ કરતા નથી તેઓને તે બોલ અચુક ખુંચે છે."

હવે જુઓ: 'મુંબઇ સમાચાર' પત્રે કહેવાતા 'જામે જમશેદ ડે' ની જાહેર ખબર લેતાં જામે જમશેદ શબ્દો ઉપર પુરો મુકવાથી જે અધીપતી છીંકી પડયો તેજ અધીપતીના એક મદદનીશ તરફથી મારા બેટાને કહેવામાં આવ્યું કે મારી જાહેર ખબર માહેલા ઉપલા શબ્દો કાઢી નાખવા. વળી તે જાહેર ખબર લેનારે તેને પ્રગટ થતી અટકાવવાના ઇલાજ તરીકે જે ભાવો રજુ કર્યા તે સાધારણ દરો કરતાં ભારે હતા. મામલો રસ ઉપર ચઢયો: અપીલ ઉપર અપીલ થઇ: બાબદ, જાહેર ખબર લેનાર કનેથી 'ગુલફામજી' પાસ ગઇ, 'ગુલફામજી' કનેથી (પીજામજી બહારગામ હોવાથી) સબ એડીટર મુસજીની

ફેવડીએ ચઢી અને છેવટે ૫૦૦) એટલે કે પીનામી કોર્ટ વર્ડ મુજબ જહાંગીરજીની કોર્ટે ચઢી, જેઓએ ઠરાવ્યું કે જાહેર ખબર દાખલ કરવી. મારાં પુસ્તકો બેલ્લાર્ડ હાઉસના હૃદય ઉપર કેવો કારી ઘા કરતાં હશે તેનો વધુ ઉમદા પુરાવો કયાંથી મળશે ? મોઘું દામ લઇ તે જાહેર ખબર છેક નીચે એક ખુણે છાપી તો મરાઇ પણ વળતેજ દિને 'સુખલા જામાસ્પ'ના સાહુયા ટળે 'પુત્રી પ્રકાશ' સામે સબર ઠબર બદનક્ષીભર્યો હલ્લો કરી આ અદના કીતાબ કે જેની મી૦ રૂસ્તમ મસાની, મી૦ મરઝબાન બૅરીસ્ટર, મી૦ જીજીભાઇ મીસ્ત્રી, મી૦ પાહલનજી દેશાઇ જેવા કલમકશોએ જાબજા તારીફ કરી છે. તે કીતાબના વેચાણ અને પ્રતીષ્ઠાને ધોકો પુગાડવાનો કંગાલ યત્ન થયો. જાહેર ખબર માંહેથી અમૂક શબ્દો કાઢી નાખવાનો આ વાંધો કાંઇ પહેલોજ ન હતો: મારી 'સુધારાનુ શિખર'ની serial જાહેર ખબરો માહેલા અમૂક બીન વાંધાભર્યા શબ્દો ( જે પણ મને આવો રંગરાગ જોઇ ફરજયાત દાખલ કરવા પડયા હતા ) કાઢી નાખવાને મારા ઉપર આવુંજ દબાણ અધીપતી પીજામજીએ પોતે કર્યું હતુ; તે વેળા મેં તકરાર રજુ કરી હતી કે: "આ શબ્દો કાંઇ બીભત્સ, ફીતુરી યા અવીવેકી હતા નહિં, અને જે કાંઇ ચલન્જ મેં તે મોકે, સંજોગો, વખ્ત અને કાળને અનુસરીને, ફેંકી હતી તે પુરવાર કરવાને હું પુરતો સામર્થવાન છું અને જેને ગમે તેને તે ચેલેંજ ઉપાડી લેવાની છુટ હતી." આમ છતાં, હું તે શબ્દો દાખલ કરાવવા માટે તે વેળાએ બજીદ થયો હતો નહિં.

વળી, એજ ધણી જે ઓરીજીનૅલીટીથી આટલા બધા સુગાઇ ઉઠયા બલકે, તમો ઉપર વાંચી ગયા તેમ, કહી ચૂકયા છે કે ઓરીજીનૅલીટીનો તેવણ દાવો કરતા નથી તેજ ધણી 'અગ્રેમેન્ટ્સ સાથ એગ્રીમેન્ટ'ની પોતાની ચોપડીમાં નિચલા શબ્દો ઓચરી પોતાની બે-મુખી પૉલીસીનો અચુક પુરાવો આપે છે:—

> "આ ચોપડીમાં કાંઇક ઓરીજીનૅલીટી માટે હું દાવો કરૂં તો ક્ષમા કરજો. બીજો—અને ખાસ કરી છેલ્લો ત્રીજો ભાગ—મોટે દરજ્જે મારી કમીની કલ્પનાશકિતથી મેં ઉપજાવ્યો છે, એટલે અહીંતહીં જરીક છબરડો થઇ ગયલો હોય તો અખાડા કરી જજો."

અરે પણ, બાપુ, જ્યારે મુજની પીઠ પીજામજી આમ ખુજાવતા હતા ત્યારે વળતી ખુજાવેલી પીઠનો ચચડાટ ખમવાની બીનલાયકાત તેવણુ ખુલ્લે ખુલ્લી લોકો આગલ દેખાડી આપતા હતા. પોતાની એજ ચોપડીમાં એજ સત્યવાદી મહારાજના કહેવા મુજબઃ– "આ દુન્યાજ એક ગંજાવર હમ્બગડમ છે;" તેઓ વધુ લખે છે કે "કોઇ-એ તો મને દહાડા બળ્યો કહો પણ મારા પેટમાં જે લાંબા વખતનું ડફ્ફલ ભરાઇ રહેલું હતું તે મેં કહાડયું છે." આ બોલોને સેવક મળતો થતો હોવ થી, 'પારસી પ્રેસ પોલીસી' ઉપર 'રાસ્ત' અને 'કયસર'માં કરેલાં ઇંગ્રેજી અને ગુજરાતી લખાણો અને 'પારસી લેખક મંડળ અને ગુજરાતી સાહીત્ય'ના મથાળાં હેઠળ 'સાંજ વર્તમાન'માં મેં કરેલાં serial લખાણો માહે આ બે–મુખી પૉલીસી વાલા અધીપતીની દાખલા દલીલો અને મુદ્દાઓ સહીત કંઇક ખબર મને લેવી પડી. જેઓએ આ લખાણો વાંચ્યાં ન હોય તેઓને તેમ કરવાની હું માનપૂર્વક ભલામણ કરૂં છું. [આ સતરો લખતી વેળા મારા બેટા મને કહે છે કે, "પપા આ તો તમારૂં 'સાંજ' માંનું 'જીનાબ' તખલ્લુસ ઉઘાડું પડી જશે. મેં જવાબ વાળ્યો કેઃ આ તખલ્લુસ એટલું તો પારદર્શક છે કે તેના સુધારે દુશમનની છાવ-ણીમાં પહોંચી જઇ ઘટતી અસર કરી છે, અને વળી આજે તખલ્લુ-સોનો કયાં ટોટો છે? કંઇક હિંચકારા નહિતર આપસ્વાર્થી હલ્લાઓ ઓદાની તખલ્લુસો ટજે ઓદાનીઓ તો શું પણ ખુદ અધીપતીઓ છાપાદ્વારે આબરૂદાર વર્ગ ઉપર કરતા રહયા છે,–તો શું એક આબરૂદાર કલમકશનેજ વધુ તખલ્લુસોનો ટોટો પડશે?] "આ મી૦ બનાજી તો અમારી ઇલપીલ ધોય છે; પેલો બનાજી અમને પેટ ભરી સાંજમાં ગાળો ભાંડે છે" એવી ફરીયાદ અનેક ફ્રૅન્ડઝે મારા કાનમાં રેડી.

સેવકનો જવાબ એ હતો કે, બાપુ, કર ને જો–જે પીજામજીના પીતા-જીની તરજુમો કરેલી એક વાર્તાનો ટાઇટલ છે–તે કરને જો માત્ર **આમ** લોકનેજ માટે નહિં પણ અધીપતીઓને માટે પણ સરજેલું છે. એ તો આપણે એક છાપટ માર્યે તો પાંચ ખાવાને તઇયાર રહેવું જોઇએ.

એ બાલાર્ડ હાઉસના બાહુઓ એમ સમજતા અને કહેવા માગતા દીસે છે કેઃ—લોકોને અમો જેમ ફાવે એમ ચચરાવ્યે તે કાંઇ અલાપ કહેવાય કે? એ તો એમ જરા લખ્યે નહિં તો પછી

સેન્સેશન થાય કેમ, પણ—તેટલા વાસ્તે એમ નથી ઠરતું કે અમારી ઉપર, અમારાં પત્ર ઉપર અને અમારા કુટુંબીઓ ઉપર ગમે એવી ઘટીત ટીકકા વટીક થવી જોઇએ? બાહુ તરીકેના અમારા અધીકારની રૂએ અમને મહીને ચાર વાર બાહુનો અવતાર લઇ વાઉં-વાઉ કરવું પડે છે, પણ અમારી સામે વળતી વાઉ-વાઉ થાય છે ત્યારે અમો એક બીજાસે બગલગીરી કર્યે છીયે. એ તો અમો એમ અવારનવાર દમબાજી કર્યેછ,

> "અરે કંઇ ખોદાય ખોદાય કરોજી! ગાળગલોચ કાંઇ ઢેફું નથી કે ઉડીને વાગે. વળી બંદાની ચામડી એવી ગાળો ખમતાં ખમતાં હવે તો ચીઅવટ ઇન્ડયા રબર બની ગયલી છે," [ આડીટાચાર્ય—ગપસપ, ૧-૫-૧૧ ]

બાકી જે અમારી કંઇ છત્રીપત્રી ધોતા ના હં! જા બા, એવી અસનાઇ ના કરતા જો! એમ કરશો તો અમે ૨ડી પરશું જો!! જોવોની, દાખલા તરીકે:—પારસી કોન્ફરંસના અગાઉ થયલાં એક ખાણા વેળા જે ધણીની અમોએ અમારાં પત્રમાં તારીફ કરેલી તેજ ધણીએ જરા ખાલેસ ટીકકા કીધી તો અમારૂં પીંજામી પીજન કેવું તડાકા ને ધડાકાબંધ ઉખડયું હતું; અમારે હસ્તક સોંપાયલા ફંડના હિસાબો જાહેરમાં નહિ મેળવાથી તેની વિરૂધ ટીકકાઓ બાબેની અમારી પીજામી કયાઉ-કયાઉ કંઇ કમતી હતી?—અમે કંઇ ત્યારે થોડી ચાલેન્જો જોસબંધ ફેંકી હતી? એમ તો અમે કોઇ વખત modestyની હાખ-થુ પણ 'સુખલા જામાસ' સઇ કર્યે છીયે પણ અમને હરીફાઇને નામે અભીત્રી હોવાથી અમારા 'આર્ટ નમ્બર'માં અમે કંઇ જેવી તેવી **'હુમાજોર'** લીધીછ? ચેલેન્જોની સુગ અમે બતાવતા આવ્યા છીયે, છતાં જયારે બાજી તપાસી લેવી પડે ત્યારે અમારો કત્તો મુદઇ વટીક કહેવાની હિંમત કરશે કે અમો ચાલેન્જ ફેંકવામાં કોઇથી પણ ખાંડયા ગયા છીયે?—જુઓને, 'જામે જમશેદ ડે'ની સરેહમાં અમોએ 'બાલાર્ડ હાઉસના બાહુ'ના તખલ્લુસ ઉપર કીધેલાં લખાણમાં કેવી ફડધસ ચાલેન્જો ફેંકી છે?— એ તો હોય—ગજના ગજ લેખાં કરવાં પડે તો જેમ લખાણમાં તેમ વહેવારમાં તલ તસુ inconsistency,—છબરડો તો,—મળી આવશેજ. એમ તો આજકાલ ઘણાકો પાટલીમમાં સદરા ઘાલી ફરે છે તોએ

લબડતા સદરાના ગુણદોષ ઉપર ગજ ગજનાં લખાણો કરે છે,–ખાનગીમાં બીડી ફુકી ઘણાકો જાહેરમાં હાખ–થુ કરે છે. જુવોની, બા, હવે સમજ પડીની ?—આવડતું નહિ હોય તો જરા જરા અમારી સલાહ લેવો. કોઇ પણ રેલ્વે યા ટ્રામ્વે કમ્પની તેઓની સડક ઉપર મુસાફરી કરવાની ખોદાબક્ષ પાસ તમને આપે તો તે બાપજી કરીને તેની સામે લખવાનું સબરડબર માડી વાળજો, અને જો આવી એકાદ કમ્પનીના કાર્ય સામે કોઇ વાજબી લડત ચલાવતો હોય તો તેની નોટીસ લેવાને અસમખારા કરી જજો, અથવા તેના ભલતા રિપોર્ટ છાપી મારજો. એમ તો વળી અમારીસામે કોઇ નિચલી બે એકમેકથી ઉલટી તસ્વીરો ધરશે, પણ તેથી શું કંઇ અમો ડરી જઇશું ?–એ તો અમો લખી ગયા છીયે તેમ, 'ગળે લગાડીને ગરદન મારવાની' વર્તમાનપત્રી વળાણ છે–લખાણબાજીનો લગરીક લહેકો છે. તમોએ જામેની હમાજોર નથી વાંચી ?–એ તો 'બાસઠી પુરી કરી ત્રેસઠીમાં' બેઠેલાઓનો રિવાજ છે. એ તો ભાઇબંધીના અનેક સ્વરૂપ માહેલાં અમુક '**સ્વરૂપો**' છે. એ તો બદલાતા રંગના રંગીન વિકારો છે.

**Look at this**

"એક જણે સ્માલકાઝ કોર્ટમાં મને ઉપર એક આના સારૂ ફર્યાદ માંડી તો ભાઇબંધની મદદે આવતા તો ડોસા થયા પણ સુનાવણી વેળાએ જોઇ લ્યો તલપી રહેલા દજનબંધ રીપોરટરોની હારમાળા. છેલ્લા મારા પોલીસ કોર્ટના મુકદમા વેળાએ મારી સાથે હમદર્દી થવાને બદલે મારા જરથોસ્તી "ભાઇબંધો" એ તરેહ ફીસમૈના **બેવડાં કાળાં મઠાળાં** મુકીને પોતાના જીવને સંતોષ આપ્યો હતો, તેની નોંધનો ઉપ્યોગ હું સમય આવશે ત્યારે કરીશ. પહેલો મુકદમો જો કે પોલીસે માંડયો હતો તોયે મથાળાં ઉપર મારાં કુટુંબની એક બાનુનું નામ મોટા અક્ષરે મેળીને હુકમાઇ લેનાર પત્રના રીપોરટરને મેં પોતે ખાસ પુછ્યું, કે 'કેમ બા, આવો ગેરઇન્સાફ કરવાની કંઇ જરૂર ?' જવાબ મળયો કે 'હું શું કરૂં ? એમાં મારો

હાથ નથી. અમે તો ફરમાવેલા નોકર.' આ જવાબમાં ઉંડો ભેદ સમાયલો છે."—[લખનારઃ— **જહાંગીર બેહરામજી મરઝબાન, જામે જમશેદ,** તા૦ ૧/૧/૧૯૧૧]

# પોલીસ કોર્ટ.

## ત્રામગાડી જંકશનપર બદલવાની ના પાડનારો પારસી.

### ટ્રામ્વે કંપનીએ તેની સામે કહાડેલો સમન્સ.

ફરામરોજ એમ. એમ. બનાજી નામના પારસી સામે ટ્રામ્વે કંપનીએ જે સમન્સ કાડયો હતો તેને લગતા મુકદમાની સુનાવણી ગઇ કાલે કોટની પોલીસ કોર્ટમાં ચીફ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ મી૦ એસટન સન્મુખ નિકળી હતી.

એવું જણાય છે કે ગઇ તા૦ ૨ જી નવેમ્બરને દીને સાંજના આશરે ૬—૩૦ વાગતે ઉપલો પારસી **એક બાઈ સાથે** ધોબીતલાવ ઉપરથી ટ્રામમાં બેઠો અને મ્યુઝીયમ વેસ્ટની ટીકીટો લીધી. બોરીબંદરના જંકશન આગલ ટ્રામ આવી લાગતાં કંડકટરે બુમ પાડી કે મ્યુઝીયમ વેસ્ટ જનારાઓએ ઉતરી પડવું, કારણ કે ટ્રામ મ્યુઝીયમ ઇસ્ટની હતી. ઉપલો પારસી ટ્રામમાંથી નહિ ઉતરવાથી કંડકટર તેની આગલ ગયો અને તેને ઉતરી પડવાને જણાવ્યું જેમ કરવાને તેને ના પાડયું. કંડકટરે ત્યારે કહ્યું કે નહિ તો તેની પાસની ટીકીટો રદ થશે માટે બીજી નવી ટીકીટો ખરીદની જેમ પણ કરવાને તેને ના પાડી. એ પછી નં૦ ૨૪ વાલો ઇનસપેકટર ટ્રામગાડીમાં દાખલ થયો અને તેને પણ નવી ટીકીટો લેવા કહ્યું

**Picture and Look at this**

**અને વધુ ઉમેર્યું કે જેબી ફરીયાદ એ પારસીએ કરવી હોય તે કંપનીની ઓફીસમાં આવીને કરવી.** જવાબદારે તે માન્યું નહિં અને મ્યુઝીયમ ઇસ્ટ સુધી નવી ટીકીટો લીધા વગર ગયો. ઇન્સપેક્ટરે તેનું નામ અને ઠેકાણું માગયું જે તેને નિચે મુજબ આપયું હતું:-

એફ. એમ. બનાજી, એફ. આઇ. પી. એસ. (લંડન) નં૦ ૮ ધોબીતલાવ. (એફ. આઇ. પી. એસ. એટલે ફેલો ઓફ ધી **ઇંડીયન** ફોનેટીક સોસાયટી) ટીકીટો ઉપર જવાબદારે પોતાની સહી કરી અને તે પછી ટીકીટો ઇનસ્પેકટરે પોતાના સવાધીનમાં લીધા હતી; કંપનીએ આ ઉપરથી ફરીયાદ નોંધાની જવાબદાર સામે સમન્સ મેળવ્યો હતો. [**જામે જમશેદ**, તા૦ ૧૧/૧૧/૧૯૧૧]

કેમ બા—અકેકની નીચે ટાંકેલા આ બન્ને ફકરાઓ વાંચ્યા?—બાબદ ગોખી?—શું ધાર્યું?—શેઠ કેકોબાદ મરઝબાનના ઇસારા મુજબ જે ખાનદાન સદા કલમદાન પાસે રાખતું આવેલું તે કલમદાનનો તે કેવો ઉપયોગ કરે છે, તે નિહાળ્યું?—જુઓ ફકરા નં૦ ૨)માં કાલા અક્ષરવાલા શબ્દો ઉપર ધ્યાન પુગાડો: ગઠલમઠલ ૧) લી:-તારીખ ૨) જી નવેમ્બર સરતાપા ગલત છે. કારણ જે બનાવ દર્શાવવામાં આવ્યો છે તે ૨) જી અકટોબરે બનયો હતો. ગઠલમઠલ ૨) જી:-"એક બાઇ" કોઇજ નહી પણ મારા બેટાના ધણ્યાણી હતાં. આ બાઇ શબ્દ બાનુંને બદલે જાણીબુજી વાપરવામાં આવેલો માલુમ પડે છે. ગઠલઠલ ૩) જી:-ઇન્સપેકટરે આવા કોઇપણ શબ્દો ઓચર્યા હતા નહી. ગઠલમઠલ ૪) થી:-કેળવાયલા અધીપતીનું અજ્ઞાનપણું માત્ર બતાવી આપે છે, સબબ, F. I. P. S. ની વ્યાખ્યા Fellow of the **Incorporated** Phonographic Society છે, નહી કે *Indian.* Where ignorance is bliss it's folly to be wise!

કેળવાયલા અધીપતીની કસોટીમાંથી પસાર થયલા આ અધીપતીને હું તેના પપાજીનાજ બોલીમાં સવાલ પુછવાની હિંમત કરૂં છું: **"કેમ બા-આવો ગેરઇન્સાફ કરવાની કંઈ જરૂર?"** મારા બેટાને પિછાનવા છતાં જે નાદર ફરમાસુ ભાષામાં **"બેવડાં કાલાં મઠાળાં"** માં ઉપલો ફકરો રચાયો છે તે માટે શું તમો નહિં પણ તમારો રિપોર્ટર જોખમદાર છે?—આમ હોય તો તમારા બાવાજીનાજ જણાવ્યા મુજબ - **"તેમાં ઉંડો ભરમ સમાયલો રેહેવો જોઈએ."** બાપુ, તમો પોતે કેટલીવાર ડહાપણ ડોળી સવાલ પુછી ગયા છો કે, સલુકાઇના શું પૈસા પડે છે? હરેક બાબદમાં તમારી ચામડી પાતલી હોય ને છીંકી પડતા હો તો બીજાની ચામડીમા ટાંચણી ભોકી ઘાલવી એ શું શકમંદ ડહાપણ ન ગણાય? પણ ચાલો, તેજીને ટુકારો ને ગધેડાને ડફણાં!

અરે, પણ—કંઇ આટલામાંજ અટક્યું?—ના. જુઓને—ફ. કા. ઇન્સ્ટીટયુટ મધે જરથોસ્તી કોન્ફરંસના કાર્યો સામે પ્રોટેસ્ટ કરવા ભેગી મળેલી કહેવાતી મહાન-સભા મધે મી૰ વીમાદલાલે પોતાના ભાષણ દરમ્યાન ઉચારેલા અમૂક શબ્દોના મારા બેટાએ વાળેલા જાહેર હાજર જવાબ ઉપરથી જે અલાપ મારા બેટા ઉપર લેવામાં આવી હતી, તે મુખવાણીઓ છાપવાના આ કેળવાયલા અધીપતીએ અને તેના રીપોર્ટરે શરીયામ આંખવીચામણા કર્યાં! આમાં પણ જે **"ઉંડો ભરમ સમાયલો"** હતો તેથી આ અધીપતી, તેનો રીપોર્ટર, મી૰ વીમાદલાલ અને સમજુ આલમ કયાં અનજાણ છે?—

હવે વાંચો double barrel policy નો વધુ એક દાખલો: જે ધણી પોતાની 'અંગ્રેમેન્યુસ સાથ એગ્રીમેન્ટ' માં તકસીર કબુલ કરી ચુકયો છે કે:—

> "દીબાચામાં બીરાદર રૂસ્તમ મસાની અણકા કરે છે કે મારી વાર્તાના પહેલા ભાગમાં અહીંતહીં ઇંગ્રેજી શબ્દોને એમના એમ ગુજરાતી તરીકે ઠેરવી દીધા છે. હા, ભાઇ, તકસીર કબુલ છે—પણ એ તકસીર મેં જાણીબુજીને કીધી છે. વાર્તાની સરળતાને ખાતર કદી કદાપી ગુજરાતી ભાષા સાથ એવી છુટ જો મેં કેઇ લીધી હોય તો તે પારસી બોલીમાં ઘરગટ્ટુ સાધા-

રણુ થઇ પડેલા અને આપણી વાતચીતમાં હવે સાધારણુ
રીતે સ્વીકારાયલા ઇંગ્રેજી શબ્દોના સંબંધમાંજ
લીધી છે. શુદ્ધ ગુજરાતીના અભખરાને લીધે મહોડાંની
બત્રીસી ઢીલી પડી જાય એવા સંસ્કૃત શબ્દો વાપરી
મારી સ્ટાઇલને એબલગામણી કરવાનું મારૂં તો દીલ ચાલતું

નથી.'' તેજ ધણી સેવકની 'સુધારાનું શિખર'ના બાબમાં 'ગપસપ' મધે નિચલી, તેનાજ માનીતા શબ્દોમાં કહું તો, **"ઇડયાટીક"** રમુજ **કરે છે, "રલીઝ":—**

**અધીપતી ગપસપ:**—મી૦ બીખા ટમપાલ, તમે એમ વચમાં વચમાં ઇંગ્રેજી બોલો ઘુસાડો છો તે, બા, આપણા કાંઇ ધ્યાનમાં ઉતરતું નથી.

**કર્તા:**—હમણા એ નવી ફેશન છે. તમે એ વાત નહી સમજો. પેલા 'સુધારાના શીખર'વાલાં મી૦ મે. મ. બનાજીએ એમ કીધું તેથી તેવણુની હજારો નકલો ખપી ગઇ.

* * *

ચાલો હવે ધાર્યા કરતાં વધુ લંબાણ થયું છે. પણ આ સત્તરો લખવાની મારી ગમે એવી નામરજી છતાં, કેટલાક મિત્રોના દબાણથી, મેં લટકોફટકો કર્યો છે, કારણ મને ભય હતો કે આવા કંઇક લટકા—ફટકાની ગેરહાજરીમાં મારો આ ડ્રામા, પરડા પછવાડેના હીંચકારા હુમલાઓનો ભોગ થઇ પડશે.—તેના વેચાણુને કાંઇક હાણી પુગાડવાને યત્ન થશે,—અને કેટલાક કમઅંદેશ વાંચકોને ઉતાવલું મત બાંધી દેવામાં ઉશકેરણી થશે. જો ખુદાની બરકતથી મારો આ નાટક તેને છાજતી અદા અને ઇન્સાફથી સ્ટેજ થવા પામે તો આ મારી સત્તરો તે વખ્તે બીનછાજતાં તુફાનો અને બીનમુહલાયજા ભાડુતી ટીકકા થતી અટકાવવામાં મને મદદગાર થઇ પડશે. જોકે, આવાં તુફાનો થાય તો દોષીતો છટકવા પામે એવો ભય સ્ટેજ કરનારાઓએ રાખવો નહિ, કારણુ, તેની પુરતી સંભાળ રાખવાને મારી બંધ આંખ્યોએ વટીક, હું ખુદા બરકતથી શકિતવાન છું.

બે બોલ વધુ, અને આ ખતમ. મારી બંધ આંખ્યોએ હું કેટલાક સાહેબોને આ વાંચી મ્હો કુમળાવતાં કલ્પું છુ: "વીવી મજે

હની ચોપડી, તેમાં વળી એવણે આ શું ઘુસાડયું!"—ચાલો—જવાબ સાંભળવાને તઇયાર થાઓ—

ચોપડી તો મજાહની છે પણ બધાજ ટીકાકારો કંઇ મજેહના હોતા નથી. આ તો ખરૂં છે કે "ભાઇબંધ" પારસી પત્રની રોજીંદી હામે પીજામી પીંજનનાં મહોડાંને કંઇક નાનુ જેવું તાળું માર્યું છે, તેની અગમચેતીઓને ખોટી પાડી છે, અને તે આજને કાલ તો કંઇક અંશે sober policy adopt કરી, તારી-મારીને તરછોડી, સુધારાની રાહ ઉપર આવવાના ચિન્હો, હરીફાઇનો માર્યો, દેખાડતો રહયો છે અને હિંચકારા હુમલા કરતો અટકયો છે. પણ, બાપુ, આ સુધારો સાબુત કદમ છે કે Time serving છે, તેની ખાસ "ગારંટી" તેને સરકાર દરબારમાં ભરેલી ન હોવાથી,—અને મારી પોતાની કને છાપાનું હથીયાર ન હોવાથી,—હું સાવચેત પગલાં ભરૂં તેમાં નવાઇ શી? આ ગરીબડાં બનાજી કુટુંબમાં, જેમ 'અંગ્રેમેન્યુસ સાથ એગ્રીમેન્ટ'ની પીજામી અર્પણ-પત્રીકામાં છાપી મરાયું છે તેમ, તેના "સ્કુલ બૉય દિવસોથીજ જરનાલીસ્ટ અને લેખક તરીકેની કારકીર્દીનું બી રોપાઇ" ચુકેલું ન હોવાથી—તેના "નાજુક રોપાઓને" કોઇ કલમકશ ખાનદાનના કરવઇયાઓએ કારસાજીથી "ઉછેરેલા" ન હોવાથી, કીવાં "કલમકશીનો શોખ" યા કલમદાન સદા પાસે રાખવાનો કસ અમારાં કુટુંબી ભેજાંમાં ઓગરેલો ન હોવાથી—યા તે કુટુંબના દરેકના શિર ઉપર કલમકશ પિદરી પનાહનો છાયો જળવાયલો ન હોવાથી, યા તેના મુછાળા મર્દો જયારે મતલબ આવે ત્યારે પપાની પાંખડીને વલગી ચાલતા બુચાજીઓમાં પોતાને ખપાવતા ન હોવાથી,—યા મારા આ નાટકમાં જવાન મી૦ ખરશેદજી ઘોંડીએ Charly's Aunt નો આઇતો plot પૂરો પાડવાની, યા મારાં "આંગલાંઓમાં કલમ પકડાવી" લખાવવાની કાલજીમંદ મેહેરબાની ન કીધેલી હોવાથી,—તે કુંટુંબના આ અદના મેમ્બરની કલમે નીપજાવેલાં ફળો ઉપર જે સુભાષીત સરેહ કલમકશોએ અને દરેક આબરૂદાર છાપાએ કરી છે (જે સઘળી સહાદતો આ પુસ્તકને છેડે તમો

સન્મુખ રજુ છે) તે સહાદતોની બેખબરીમાં રખેને ખરૂં ખોટું શું છે તે વીશે તમો ભ્રમીત હો એવા ભયથી પણ આ ખુલાસો જાહેરમાં મુકવાને હું લલચાણો છું. ક્ષમા,—એકવાર ક્ષમા,—બે વાર ક્ષમા,—અને ફરીફરી ક્ષમા.

હિતેચ્છુ,

મેહરવાનજી મં. દા. બનાજી.

☛ તકલીફ લઇ એક વાર વાંચી બે વાર મનન કરશો.

---

**મી૦ મે. મ. બનાજી કૃત:**

# પારસી પુત્રી પ્રકાશ યાને પરણતાને "જી"!

---

**મી૦ રૂસ્તમ પેસ્તનજી મસાની,** M. A. (Municipal Secretary) શું કહે છે?

"વાર્તાનાં બહુ વધી ગયલાં પિજન પછી સંસારી ચિત્રો ઉપર કલમ ચલાવવા માટે મુબારકબાદી આપું છું. આજે પારસી છોકરીઓમાં ઇટરાટ અને છાલકાપણુ એટલું વધી ગયલું લાગે છે કે 'ખરચાલુ ખટલીઓ' 'ચિબાવલી ચાંદનો' 'અફડફુસ એસ્કી બાનુઓ' અને 'પરણીને પરવારેલીઓ' માટે એક **આયનાની** જરૂર હતી અને તે હાજત તમોએ **બહુ ફત્તેહમંદીથી** પુરી પાડી છે. "હું કોણ છું" તેનું ખરૂં ભાન મેળવવા માટે એવી આરસીમાં વખ્તો વખ્ત નજર ફેંકવાની સર્વેને જરૂર છે. કાંઇને કાંઇ ખામી યા નબળાઇ જડ ઘાલી બેસે તે આગમચ તે ખામી યા નબળાઇને તેના ખરા કદરૂપા રંગમાં દેખાડવા માટે એવી આરસીઓ જવાન બાળકીઓ સામે:તો ખા–ખસુસ રજુ કરવી જોઇએ. **ઉત્તમ અનુભવ અને રંગીન કલમબાજીથી** તમોએ એ કામ **ખચ્ચીતજ વખાણવા લાયક રીતે પાર ઉતાર્યું** છે. જે દુખદાયક મુશકેલીઓ વચ્ચે તમોએ તમારી ઝડપી પણ ચકોર તપાસ હસ્તે મોઢે અને ખુશાલ હૈડે પત્રવશ કીધી છે તેનો જયારે કોઇપણ વિચાર કરશે ત્યારે એવી એક હિંમતવાના કોશેશ માટે તેના મુખમાંથી **આફરીન** બોલ નિકળ્યા વિન રહેશે નહિં."

From

**Mr. M. M. Murzban, Bar-at-Law**

"Soodharanoo Shikhar" is *really an unusual composition* so far as so-called Parsi novel writers are concerned. It is not a mere transmutation of an English novel, but a *genuine, out-and-out depiction of Parsi life.* You have not, by any means, exaggerated the picture drawn in your novel, of the present day status of Parsi society, and *I hope we shall see more of this kind of novels written by pens like yours.* I dare say you must have suffered for your bold and outspoken hits against some newspapers, but, like me, you should ignore such attitude of *childish vindictiveness.*

I hope to read before long another such book from your pen.

The other book containing Sketches of various shades of Parsi Girl Life—'Parsi Pûtri Prákásh'—I think you have done *exceedingly well.* My only regret is that you have not made them sufficiently vivid in so far *pungency* of strictures is concerned. Perhaps, you were careful not to let this, your first attempt at portraying our girls bring you unpopularity, but, I think they are *too good by nature* to resent a faithful portraiture of Parsi Society of the present day.

I must frankly admit that, at the time I placed my own notes in my English edition of Miss Menant's 'Les Parsis' (Chapter on Literature) your two books were not out, otherwise I should have referred to this *the first successful attempt at portraying genuine Parsi life.*"

સર એમ. એમ. ભાવનગરીઃ—"તમને બન્ને આંખોની ભારી અડચણ છતાં માત્ર મોહડે બોલી આટલું રમુજી અને અસરકારક લખાણ તમો કરી શકો છો તેથી આવાં લખાણ કરવાની તમારી શક્તિને વધુ તોલ થઇ શકે છે, અને તે બાબે તમને મુબારકબાદી ઘટે છે."

---

MR. JIJIBHOY P. MISTRI, M. A. :—" Your book, I see, can appropriately be placed in the hands of our girls, especially as prize books."

---

મિસીસ જરબાનુ મેહરવાનજી કોઠાવાલાઃ—"તમારૂં નવું નિકળેલું પુસ્તક 'પારસી પુત્રી પ્રકાશ' મેં વાંચ્યું છે અને તે માટે મારૂં નાકેશ મત છે કે આવી ચોપડીઓનો આપણા ટોળામાં ઘણો બહોળો ફેલાવો થવો જોઇએ. આજકાલની પારસી પુત્રીઓની ખુબીઓ અને ખામીઓ તમોએ ઘણી સારી રીતે દર્શાવી છે. કન્યાકષ્ટી કાપવાના કર્તવ્યો જે તમોએ દોર્યાં છે તેમાંના અડધે ભાગેજ જો આજના વખતમાં બનવા પામે તો 'પારસી લાચારી' જેવો શબ્દ આપણા વચ્ચે હસ્તીમાં રહેજ નહિં. મોટી ઉમર સુધી કુંવારી હાલતમાં બાપને ઘરનો ખીચરો ખાતી પડેલી 'આળસુ ઐયરો' અને જાતી હુન્નરથી પોતાનું ગુજરાન ચલાવી લેવામાં લાજ જોનારી કમઅક્કલ કુંવારીકાઓથી આપણો ટોળો આવી બરગસ્તે હાલતે આવી પુગો છે એવા તમારા મતને હું તદન મળતી થાઉં છું. **આ પુસ્તક દરેક પારસી પુત્રીઓએ વાંચીને મનન કરવા જોગ છે એમ લખતાં અને ખુશી ઉપજે છે."**

---

**Rast Goftar** (ENGLISH SECTION.)

Mr. Banaji's "Parsi Putri Prakash."

"The Guzerati reading public made its second acquaintance with Mr. M. M. Banaji, as a writer of fiction, with the appearance last year of his exquisite novel, Close on its heels there appears from his pen another work, *Parsi Putri Prakash,* which promises to equa

in popularity Mr. Banaji's efforts at novel writing. His recent publication is not a work of romance; it is a caricature in words, *a master-piece of satire on the present-day social life of the Parsis in* which the author's aptitude as a satirist and homourist is seen to a much greater advantage than in his novels. It is a book in which satire is felicitously comingled with humour, and interest is sustained from start to finish. As a writer Mr. Banaji *is nothing if not original.* The vein of originality which distinguished his novels constitutes the salient feature of his book under review. There is a humour in it which is *his own,* the arrangement of the sketch and the treatment of the subject are *his own,* the very style of diction which runs through its pages *is Mr. Banaji's own.* There is a breath of freshness and originality in his work which are calculated to rouse and sustain interest in the reader. *Humour, which in the works of English caricaturists, is developed to the form of a fine art is* said to be conspicuous by its absence in the works of Indian writers. Parsi writers have, however, imitated the Western style with great advantage. Though their language, looked from the stand-point of Guzerati as is written and spoken by the Hindus, is peculiar, there is in it a freedom of style and liberal use of colloquialism which, when not overdone, makes it a pleasant reading. Mr. Banaji writes in a terse style, *the satire is often veiled and at times it costs the reader some effort to follow the writer in his thoughts.* A subject here and there appears to be stretched, the humour is at times pointed, but when every allowance is made for minor deficiencies Mr. Banaji would be acclaimed a humourist of *no common ability.* His book is a vigorous satire

on the social life of the Parsis, often side-splitting in its humour and irreconcileable in its candid outspokenness. A writer who poses as a critic of society treads on delicate grounds; when the fair sex is the subject of his satire *he needs to tread it all the more cautiously.* The reception which the public may give to his work may, not therefore, be uniform, especially when it covers a wide scope in its review of society, and when the writer himself is impartial and not given to mincing matters. In such a book as this the reader may often fall in with humourous sketches which fit in remarkably with traits of his own personal character and habits, one may occasionally light upon views and opinions which militate against his own preconceived prejudices and inclinations; but the writer should, in such a case, be allotted by the critic the fullest latitude and every allowance made in view of the difficult nature of his task,—and, the book should, in consequence, be treated as a whole. In Mr. Banaji's work, *both the smart set and the orthodox section of society, the rich and the humble, the educated and the illiterate come in for their share of criticism at the writer's pen. A parodic sketch which passes in review the manners and customs of such divergent and diametrically opposed classes and interests cannot please every one and in every thing upon which it discourses.* But Mr. Banaji has well followed the poet's precept "laugh where we must, be candid where we can." His sarcasm is often slashing, the thrusts are, not unfrequently, even wide of the mark, but as a rule they hit it straight. It is not a mere passing banter but *a volley of shafts clad in the garb of humour* which Mr. Banaji lets off "to shoot follies as they fly." But, why, one may ask, has

Mr. Banaji picked out, of all others, poor girls as butt for his satire? Probably because "the hand that rocks the cradle, rules the world;" and, may be, Mr. Banaji believes that the boys would be all right if only the girls were a sensible, thrifty and house-keeping lot. "The merit of Mr. Banaji's book is not confined to its literary qualifications, but *it has a didactic value of its own* which must commend itself to the average reader. Mr. Banaji unfortunately enters the literary field at a time when Providence has not spared him the use of his eyes. A writer, who in his condition, can marshal his thoughts for a whole book and dictate it all through, must indeed be a gifted writer and a good thinker; and we must credit Mr. Banaji with having in him the instincts of them both.'

---

કયસરે હિન્દ:—

"મી૦ બનાજીનું આ ત્રીજું પુસ્તક છે, જે આગલાં બે પુસ્તકો કરતાં જુદીજ કિસમનું છે, કેમકે આ પુસ્તકમાં આગલાં બે પુસ્તકો કરતાં કાંઇ જુદીજ કિસમનું મિષ્ટાન તેના કર્ત્તાએ વાંચનારી આલમ માટે પરસ્યું છે. આ પુસ્તક કાંઇ પ્યારનાં ટાહેલાં યા પરવારતાઓ માટેના પિજનનું બનેલું નથી પણ મથાળે ટાંકેલાં નામને અનુસરતાં શબ્દ–ચિત્રોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે, અને એમ કરવામાં કર્ત્તાએ પોતાને એક રમુજી પણ ઠાવકા લખનાર તરીકે તથા પારસી સંસારી ચિત્રોના એક અથંગ અભ્યાસી તરીકે સાબેત કીધા છે. પુસ્તકની શરૂઆત "કુમલા કુંવારાનાં સ્વપના"થી શરૂ થાય છે. એ પછી કર્ત્તાએ હરેક ગુણ દોષની પારસી પુત્રીઓનાં ચિત્રો સીલ સીલાબંધ એવી તો સારી સિફ્તત, અને એબારતના એવા તો રસમય શણગાર સહિત દોરવાનું ચાલુ રાખ્યું છે કે આવી સરલ, ઝમકદાર, રમુજી તથા ટાહુકા ટુચકા રૂપી એબારતની અલગાર સાથે પારસી પુત્રી–પ્રકાશમાં સમાવેલું એકેએક ચિત્ર

આપણી આંખ સામે તેની જીવતી હાલતમાં ગોયા ખડું થાય છે. આ સઘળું કર્ત્તાની કલમબાજીની ખુબી છે જે ખુબી અંગ્રેજી વાર્ત્તાઓ-માંથી ગુજરાતીમાં તરજુમો કરી પોતાને વાર્ત્તાનવેશમાં ખપાવનારાઓમાં જોવામાં આવતી નથી. કર્ત્તાએ "પારસી પુત્રી પ્રકાશ" રમુજી ઢબમાં લખ્યું છે અને ઠેકાણે ઠેકાણે શાલમાં લપેટેલો સરપાવ પોતાની કોમને અર્પણ કીધો છે, પણ તેમાં પારસી પુત્રીઓના ગુણ દોષની એવી તો બારીકમાં બારીક બાબદોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે અગરજો પુત્રીઓ અને તેમનાં મા બાપો પોતાની ફરજ જાણીને તે શરૂઆતથી તે છેડ સુધી વાંચવાની અને તે સમજવાની દરકાર કરે તો તેથી કોમને અનેક કિસમના ફાયદાઓ થવા પામે એવું અમારૂં મત છે. આપણી કોમમાં આવી કિસમનાં પુસ્તકોની ગેરહાજરી પારસી સાહિત્યની મોટામાં મોટી ખામી હતી જે મી૦ બનાજીએ પોતાનાં આ ત્રીજાં પુસ્તકથી દુર કીધેલી જોઇ અમો તેમને મુબારકબાદી આપ્યે છિએ. પારસી સંસારની ખુબી ખામીનાં ઘટતી મર્યાદા સહિત ચિત્રો દર્શાવનારાં જે લાયક પુસ્તકોને કોમે ખરાં અંતઃકરણના આવકાર સાથે વધાવી લેવાં જોઇએ છે તે વર્ગમાં મી૦ બનાજીની "પારસી પુત્રી પ્રકાશ"ને આપણે વગર હરકતે મેલી શકીશું.

"કુમલા કુંવારાનું સ્વપનું" વાલું પ્રકરણ જેટલું રમુજી છે તેટલુંજ તે મનન કરવા જોગ છે. કુમલા કુંવારાએ પોતાના સ્વપનાના દોરેલાં ચિત્ર ઉપરથી આપણા પારસી સંસારની ખામીનું પ્રકરણ ઘણી અચ્છી રવેશે ખુલ્લું થાય છે અને તે કર્ત્તાએ એવા તો રસકસથી ભરપુર પોતાના વાંચનારાઓ સનમુખ રમુજી ઢબછપમાં ધર્યું છે કે તે ફરી અને ફરી વાંચતાં પણ કંટાલો ઉપજતો નથી. કર્ત્તાએ પોતાનાં પુસ્તકમાં પારસી પુત્રીઓ ઉપર પોતાની કલમનો પ્રકાશ જુદા જુદાં ગુણદોષની પુત્રીઓનું ચિત્ર આપી પાડયો છે, જેમાં "જીમખાનાની જાંગલીઓ, ડાહી કાગરી દોઢ ચતુરો, હસ્તી રમતી રંગીલીઓ, વેજીટેરીયન વાંદરીઓ, અદખી અલબેલીઓ, સારી પહેરતી થઈ, હિસ્તેરીકલ હિટલાઓ,

**બનેઇ ધરાંપરાંઓ, ચિબાવલી ચાંદણીઓ, વર્ક કલાસની વની-તાઓ, કન્યા કષ્ટી કાપવાના કર્તવ્યો" વિગેરે પ્રકરણો** જેટલાં રમુજી તેટલાંજ વાંચવાજોગ અને મનન કરવાજોગ થઇ પડે છે. આ મથાલાંઓ ઉપરથીજ પુસ્તકમાં વાંચનનો શું જથ્થો સમાયલો છે તે સમજી શકાય છે. **આ પુસ્તકની રચનાજ તેનાં ખેંચાણનો મુખ્ય સબબ છે.** આવાં પુસ્તકો આપણી ઉધરતી ઓલાદના અને મુખ્ય કરી નાજુક જોતિના હાથમાં મુકવામાં આવે તો તે પોતાની ખુબી ખામી ઘણી અચ્છી રવેશે આઇનાની માફક જોઇ શકે, જેનું પરિણામ સંસારના બિગડેલા તાળાના સુધારામાં આવવાનો ઘણો સંભવ રહે. માઠાં ભાગ્યે આજે પારસી સાહિત્ય અંગ્રેજીમાંથી ઉતારા કરવામાં આવેલી વાર્તાઓના વિંજનોનું મોટે ભાગે બનેલું જોવામાં આવે છે. મી૦ બનાજીને આ ખામીથી દુર રહેલા જોઇ અમોને બેહદ સંતોષ ઉપજે છે."

---

## રાસ્ત ગોફતાર.

# "પારસી પુત્રી પ્રકાશ."

આ નામનું રમુજી ઢબછપથી લખાયલું એક સુંદર પુસ્તક તેનાં જાણીતા કર્ત્તા મી૦ મેહરવાનજી મનચેરજી દાદાભાઇ બનાજીએ બાહેર પાડ્યું છે, જે તેમની કલમથી લખાયલું ત્રીજું પુસ્તક છે. એમના આગલાં બે પુસ્તકો જ્યારે **નવીજ ઢબની નવલકથાનાં** છે ત્યારે આ તેવી કોઇ અમુક કથા નહિ પણ **પારસી સંસારમાં પુત્રીઓના સંબંધમાં દેખાતી, ચર્ચાતી, વખણાતી કે વખોડાતી રેહણી-કેહણીનાં ચિત્રો (sketches)** છે. આવાં ચિત્રો રમુજ સાથ જ્ઞાન આપે છે, હસાવીબોલાવીને ચાબુક લગાવે છે, શાલમાં લપેટીને બરફાટે છે, કે જેથી **સમજે તેનું મોત થાય** છે અને જે ખરૂં કમબખ્ત હોય તેજ પોતાની ખોટી ખુબીરૂપે બતાવવામાં આવતી ખરી ખામી જોઇ શકતું નથી. અમો ઇછિયે છિયે કે આ પારસી પુત્રી ચરિત્રોનાં ચિત્રોમાંથી એકેક બબે અમારી કટારોમાં ઉતારી લઇયે, પણ દિલગીર છિયે કે તેમ બનવું અશક્ય છે. અમારા વાંચનાર જાણે છે તેમ આ પુસ્તકના કર્ત્તા મી૦ બનાજી બન્ને આંખે અપંગ છે; તો પણ પોતાના

મનની આંખો સદા ઉઘાડી રાખીને એઓ પારસી સંસાર જુએ છે, જેનાં પરિણામ એમની ત્રણે ચોપડીઓમાં આપણે દીઠાં છે.

---

અમદાવાદ, તા૦ ૧૦-૭-૧૧.

**મી૦ મેહરવાનજી મનચેરજી બનાજી જોગ—**

**નેકનામ સાહેબ,**

જત આપ સાહેબની કસાયલી કલમે હાલ જે નવી ચોપડી નિકળી છે—'પારસી પુત્રી પ્રકાશ'—તે જોઇ ખુશી છીયે. આપ ભાઇની કલમમાં કંઇ **અજબ છટા** તેમજ **મિઠાસ** છે, અને પારસી સંસારને જે તાલો-એ-તાલો જોવામાં આવે છે તેને **આબેહુબ ને અચુક** ચિતાર દોરવામાં આવે છે. આપ ભાઇની ચોપડી 'સુધારાનું શિખર' તેવીજ અસરકારક રિતે લખાયલી છે જેને નાનો જેવો રિવ્યુ મારી દિકરી જરબાનુ કોઠાવાલાએ હિંદી ગ્રાફીકમાં લીધો છે તે કેવળ પ્રસંગોપાત છે. હવે આ નવી ચોપડી 'પારસી પુત્રીઓ' ખરેખર તેવીજ કીસમે લખાઇ હશે બલકે તેથી જયાદા અસરકારક હશે. મહેરબાની કરી તેની એક નકલ અમને મોકલશોજી.

લા૦ દુવાગીર,

દીનબાઇ કાવસજી દાવર.

---

સાંજ વર્તમાન તા૦ ૨૭-૨-૧૯૧૨.

## પારસી પુત્રી પ્રકાશ.

### મી૦ બનાજીની વાર્તા વીષે એક લેખક બાનુને અભીપ્રાય.

મી૦ મે. મ. બનાજીએ લખેલી "પારસી પુત્રી પ્રકાશ" વીષે મીસ ભીખાઇજી લી. પાલમકોટે નીચલો અભીપ્રાય આપ્યો છેઃ-

મેહરબાન ભાઇજી મેરવાનજી,

"પારસી પુત્રી પ્રકાશ" નામનું તમારૂં પુસ્તક વાંચી મારા મનના થોડા વીચારો જણાવવાની રજા લઉં છું.

આ નાનકડી પોથી જે રમુજથી ભરપુર છે તે વાંચી બંધ કરતાંજ હું મનમાં બોલી કે "સમજે તેનું મૌત"!

ભાઇ મેરવાનજી, મને શક છે કે પુત્રીઓના હાથમાં આ તમારૂં રમુજી પુસ્તક તેઓનાં માબાપ તરફથી મેલવામાં આવ્યું હોય! જો તેઓના હાથમાં નહી મેલવામાં આવ્યું હોય તો માબાપોએ ખરીદીને વાંચવા આપવું જોઇએ. એમ તો તેઓ નજીસ વાંચનવીકાર અને ફેશનની દેખાદેખીની ફીશીઆરીમાં સેંકડો રૂપીઆ ગુમાવે છે! આળસાઇમાં વખત પસાર કરવાને બદલે શીખ અને અભ્યાસ લેખે પારસી પુત્રીઓ આ પુસ્તકનો અભ્યાસ કરશે તો તેઓમાં દાખલ થયલા દુર્ગુણો સદગુણની જગ્યા લેશે.

દુર્ગુણો શું સઘળાં આપણી પારસી છોકરીઓ અને સ્ત્રીઓમાંજ આવી ભરાયા છે? અને પરકોમની સ્ત્રીઓમાં શું નથી? ના એમ તો હોયજ નહીં! સુધરેલા મુલકમાંના વસવાટ સાથે તેના દુર્ગુણો તો વેહલે નહી તો મોડેથી નાત–જાતના તફાવત વગર આગળ વધ્યા જાય છે. ફેશનની ફીશીઆરી, ભેજાંમાં "ડીગનીટી" (દરજજા)ની રાઇ, પઇસાની બરબાદી સાથે નજીસ વાંચનવીકારે હીંદુ મુસલમાન કોમમાં પગપસારો કર્યો નથી એમ તો કહેવાયજ નહીં.

આજકાલ આપણી છોકરીઓની નીશાળની અને ઘરની કેળવણીના સાંધન તરીકે તેઓનું ખાનગી વાંચન લેખી શકાય. હવે એ ખાનગી વાંચન શેણું બનેલું છે? મુખ્યત્વે નવલકથાઓ અને પ્યારનાં પીંજણો—હું ઇચ્છુ છું કે આપણી કેટલીક પરમાર્થી અને સહાસીક બાનુઓ અને કેળવણીના ઉપાધ્યાઓ કોમકોમી છોડીઓનાં વાંચનનો census લે. આવોજ એક "સેનસસ" વીલાયતમાં એક સહાસીક બાનુએ લીધો હતો, જેનાં પરીણામમાં એવું જણાતું હતું કે ત્યાંની છોડીઓ જે નીતીમાન પુસ્તકો તેમની મમાઇ બપાઇઓ વાંચી ગઇ હતી તેવાં પુસ્તકોને તરછોડી ઘણું

મોટે ભાગે હલકત, નીતીભ્રષ્ટ, સંસારભ્રષ્ટ અને વીવેકભ્રષ્ટ નોવેલો વાંચવામાં તેઓ પોતાનો વખત પસાર કરે છે. આવા એકાદ હીંદુસ્તાની "સેનસસ" નું શું પરીણામ આવે તે તો તમે સમજી શકશો.

પણુ ચાલો, હું બહુ વેગળો ચાલી છું. મી૦ બનાજી, તમે કોઇને શાલમાં લપેટીને લીધાં છે; કોઇને સાકરનાં પડમાં "પીલ્સ" આપી છે, તો કોઇ વાઉ વીછનોને ઠીક વીછરીન્નાંખી છે. કોઇને ગળયું ગળ્યું ગળો ઉતારી ગીલી લગાડી છે અને તેમ કરીને તમે પારસી પુત્રીઓનું પૃથકરણુ એવું તો બારીકીથી કર્યું છે કે ભલો રસાયણુ-શાસ્ત્રી તો પાણી ભરે !

આજની ફેશનની ફીસ્યારીમાં ફસી પડેલી ફાંકડી ફુટડીઓને ફફડાવવા તમે જે ચાનકરૂપી ચાબુક લગાર નરમ હાથે જોકે ઉંચકયો છે, તોપણુ તેનો ચચરાટ તો ચમચમ્યાજ કરશે! આજની ચસ્કેલીઓનો આબેહુબ ચીતાર ચીતારવામાં જે ચતુરાઇ તમે વાપરી છે તે જોઇ મને અચરતી લાગે છે કે મા-બાપો, ભાઇઓ, ભરથારો, પીત્રાઇઓ, સગા-સ્નેહીઓ અને દીવોનાણુ દોસ્તોને દેખતી આંખે એ ખેલુ-કઉતક કેમ દેખાતાં નથી? તરેહતરેહની તલેસ્માતીક પુતલીઓ અને જાતભાતની ભામીનીઓનાં ભેજાંમાં ભરાયલી બાર મણુ રાઇ આ વાંચ્યાથી કાંઇક કમા થાય તો તમારી ફત્તેહજ ફત્તેહ માનવી.

જેઓએ મારી માફક તમારી બીન આંખ્યોએ રચાયલી "દુન્યાઇ દોર" અને "સુધારાનું શીખર" વાંચી હશે તેઓને તો કહેવાની શી જરૂર છે કે "પારસી પુત્રી પ્રકાશ" બાહેર પડતાં તે વાંચવાની કાંઇ અજબ ઉત્કંઠા મારામાં બરપા થઇ હતી. શીક્ષાગુરૂની સોટી હાથમાં ઉઠાવી પરાયાં પુસ્તકપર નુકતેચીન થઇ નીકળવાની હામ મેં બીડી નથી, પણુ મને લાગે છે કે પુત્રી પ્રકાશનું વાંચણુ જો મારી બેહનપણીઓના મન ઉપર ઠસાવવાને યત્ન ન કરૂં તો મારી ફરજમાં હું પછાત પડેલી કહેવાઉં. વાંચ્યા પછી મેં એક છુટકારાનો દમ ખેંચ્યો કે યા પરવર શું તારી કરામત છે-જેમ સુખમાં દુઃખ તેમ સારામાં નરસું-તું સદા ભેલતો આવ્યો છે. આ નાની પોથી પણુ

સારી–નઠારી છોડીઓ અને સ્રીઓનાં ટુંકાં, ઝમકદાર અને રસીક વર્ણનોથી ભરપુર છે અને પુસ્તક એબારત અને રચના 'ઓરીજીનલ' છે એમ વાંચતાં ઝટ જણાઇ આવે છે. તેની વાકય રચના, વાતચીત અને સામાન્ય શણુગાર આપણે કાંઇ નવી વાંચણભુમી ઉપર સહેલ કરતાં હોઇએ એવો ભાસ આપે છે. અધીરા વાંચક–વર્ગને અને પ્યારના ટાહેલાં માસ્તરોને ઝટ સમજ પડી જાય તેવી આ પોથી નથી. પુસ્તકમાંથી કાંઇ પણ સારો સાર આપણે ગોખવા માંગતાં હોઇએ, નીતીમાન બોધ લેવા ઇચ્છતાં હોઇએ, કાંઇ પણ શ્રેષ્ટ અને ઉત્તમ ગ્રહણ કરવાની ખાહેસ રાખતાં હોઇએ તો તેને તેવાજ આકારમાં તેવીજ ધીરજથી વાંચવા પ્રયત્ન કરવો જોઇએ.

ગરીબ બીચારો કુમલો ! પરણીને પસ્તાવા કરતાં કુંવારો રહયો તેમાં કાંઇજ શક નહીં. જાતજાતની જસોદાઓ જોઇ જાચો થઇને હવે જગતપતીની જપ કરતો હશે! પણ તેણે સ્વપ્નામાં જોયલું "કુવારીઓનું લીલાંઉ" તો એક સદી પછી પણ સ્વપનુંજ રહેશે એમ માનું છું.

ભાઇ મેરવાનજી, તમોને અદેખી અબલાઓનો અનુભવ અધુરો લાગે છે. એમબી ને એમબી એ લોકોને લીધાં તો "ઉભે લાભથીજ" લેવાં હતાં. "જીમખાનાની જાંગલીઓ"નું ચીત્ર બહુ રમુજી ને પારદર્શક તમે ચીતાર્યું છે. ટોપી જયાં જયાં બેસ્તી આવી હશે ત્યાં ત્યાં બઇરાંઓએ તમોને મનમાં સેસ ભરી હશે અને વાંચીને કેવા મુંગા ધપકરા લીધા હશે તે તો સાહેબજ જાણે !

પરણીને પરવારેલીઓનું પ્રકરણ તમે પુરૂં લખ્યું નથીજ ! "ખડકીના ખુલ્યા" વાળાં પ્રકરણને બદલે બેવફા બાયડીઓનું બ્યાન, મી૦ બનાજી તમે કાય નહીં કરયું ? કે જેથી કુંવારાઓ કન્યાઓને કર (હાથ) આપવા આગમજ તેઓને કસોટીપર કસી જોવાનો જરા અખતરો અજમાવે. પરણીને પતીનો સંસાર શીહા બનાવનારી પાપીણીઓના થોડા દાખલા દર્શાવવા હતા કે પુસ્તકનો નાયક બાપડો કુમલો કુંવારો ભડકીને ભયંકર ચીસ પાડી એકુ ભોયરાંમાંજ ભરાઇ રહેત.

વર્ષો સુધી ખાવીંદનું નીમક ખાઇને તેના મોત પછી તેને હલકું લગાડી—બોલી ઘર ફના કરનારીઓ અને નામ નાબુદ કરનારી નાતરસ અને નીમકહરામ ઓરતોના નીર્દયપણાંના નમુનાઓ, જેમ તમોએ "સુધારાનું શીખર"માં દેખાડયા છે તેમ આ પુસ્તકમાં પણ દુન્યાને દેખાડવા હતા કે જેથી એવું વાંચણ વાંચી, બીજાંઓ ભલાં અને ભુંડાઓ વચ્ચેનો ફરક જોઇને જે શ્રેષ્ટ હોય તેજ ગ્રહણ કરવાની કાળજી કરે.

પહેલા ખાવીંદને ખાઇ ધરાઇને ખુહાર કરનારી ખરવસ્તરો બીજા અને ત્રીજા ભરથારનો ભક્ષ કરવા કાજે કેવી ખેંચાણકારક જાળ બીછાવે છે, તે લાલચુ, લોભી અને હવસી વીધવાઓના દ્રષ્ટાંતો તમારી ભોળી, બેફામ ગાફેલજાતી (મરદો) ને ચોંકવા–ચેતવા—સમજાવવા સંભળાવવા તમોએ "સુધારાનું શીખર" માં દરશાવ્યા છે તે કરતાં વધુ લંબાણથી દરશાવવાં હતા.

ભાઇ મહેરવાનજી, તમે ઘણું મોડેથી સાહીત્યનું ખેતર ખેડવા માંડયું છે, તોપણ ઘણા ઉત્તમ ફળો તમે જગતને ચખાડી શકશો. ધન્ય છે તમારી ધીરજ, હીમત અને સહનશકતીને કે જે જે દેખતી આંખ્યોવાળાંને દેખાતું નથી, તે તે સઘળું તમારી નજરે પડે છે; તો પછી દેખતાંઓની પવીત્ર ફરજ છે કે પ્રત્યેક પારસી મકાન, નીશાળ અને લાયબ્રેરીમાં તમારા પુસ્તકો રહેવાં જોઇએ કે જેથી ઉધરતી તેમજ આવતી ઓલાદ સનમુખ તેઓ એક ઉત્તમ ધડો ધરી શકે કે આંખ્યોંનું નુર ખોહવા પછી પણ હારી નહીં ખાતાં બોધરૂપી અને રમુજી લખાણોથી જીવતાંનો જીવ ખુશ કરી શકો છો. રડાવનારાં તો ઘણાં—પણ આ અદેખી અવનીમાં હસાવનારાં તો ઘણાંજ થોડાં મળશે અને તેથી પુત્રીઓને જે રમુજથી આ પુસ્તકમાં તમે શીખામણ દીધી છે તે જો ફળીભુત થાય તો બાપડા ભાયડાઓ માટે આ દુનયાજ બહેસ્ત છે !

———

મીઠ મે. મ. બનાજી કૃત:

# સુધારાનું શિખર યાને સંસાર સાગરમાં સફર

## MODEL પારસી સંસારી કથા.

[આ પુસ્તકના ગુજરાતીમાં લખાયલા અભીપ્રાયો સવીસ્તર 'પારસી પુત્રી પ્રકાશ'માં પ્રગટ થયા છે માટે અત્રે તે સંક્ષેપમાંજ ઉતારી લીધા છે.]

---

MR. R. P. KARKARIA :—

Dear Mr. Banaji,

I owe you an apology for not writing to you earlier about your novel which I can now very well call EXCELLENT. I enjoyed reading it in the intervals of other more serious works and can honestly recommend others to do likewise.

As a mere story it is very effective and retains its interest to the last page. *There is not a dull chapter in it anywhere, and it is one of the very few of our Gujarati novels which can be wished to be longer.* It is as I said before a novel with a purpose, a novel with a moral, and I am glad, the moral is not obtrusive. But none the less is it effective or perhaps more so on that account. It is *a powerful satire* on several phases of our latter day social life, with which it shows great acquaintance. There

is indeed hardly a feature of our present life and society which is not pictured in its pages. There must I am sure, be many among us who will find *themselves portrayed in its pages pretty accurately and faithfully.*

You delight as well as instruct and it is much to be hoped that this novel will not fail of its HIGHER PURPOSE, which I take to be the NOBLE one of endeavouring to purge our Parsi life of to-day of some of its objectionable features which our hasty efforts at social reform have introduced into it. Social reform has done us much good no doubt, but in its name and under its mask, also much that is very objectionable has been able to gain admittance. Satire is an excellent and time honoured weapon to focus attention on the follies and foibles of society. You have wielded this weapon in your novel with GREAT SKILL. I wish you sincerely all the success which your efforts so well merit.

Yours sincerely,

R. P. KARKARIA.

---

MISS F. MCAFUR, Inspectress of Girls' Schools, Baroda State :—

I have read the book ગુજરાત શરિયર with very great pleasure and interest. The book is quite an up-to-date novel and is written with an idea of showing up the faults of the present day in Parsi Society. It would be well if

all young folks read the book as it would help them in going through life. I wish the Author great success in his work.

---

THE "*Bombay Gazette*" IN A LEADING ARTICLE ENTITLED

*Novels of Social Life,*

(Dated 20-5-11), STATES :—

Fiction plays a very large part in the indigenous literature of this country at the present day, but *most of these works of fiction that issue from the Indian presses are of indifferent merit and obtain, as well as deserve, little notice.* To take the literature of Gujarat alone, the standard of literary excellence has by no means risen under British Rule. Dr. Grierson, the highest living authority on the modern vernacular literatures of India, is of opinion that "Gujarat has not yet produced a great poet approaching in excellence the medieval masters of Hindustan." One chief reason of this is that poetry is not much cultivated under Western influences which at present preponderate. The indigenous literature of this country, it is well known, was formerly very strong in poetry and the drama. But at the present day both are dropping and their place seems to be taken by the novel which may be said to be the most flourishing department of vernacular literature in almost every province of this country. In this Presidency every year sees novels published by the score in Gujarati, as well as Marathi, its two chief vernaculars,

but they, like most of the other works, issued under English influence, according to Dr. Grierson, possess *"little originality and are mostly translations."* Parsi writers, are a great auxiliary to Gujarati literature as the vernacular of their people is Gujarati, and it must be said that they help to swell the proportion of works in Gujrati which are characterised *as possessing little originality* and *as being mostly translations.* Even as translators they can do much good, when they select, like the late Mr. K. N. Kabraji[1] and Mr. J. B. Murzban, great masterpieces of English fiction for skilful presentment in their vernacular. But for one masterpiece of Scott, or Marryat or Mrs. Ward, they have any number of trash and sensational novels served up in their vernacular by unknown translators. Original novels in Gujarati are very rare. The late Mr. Nandshankar Mehta wrote such a one, an historical novel of the medieval King Karan, which has already become a classic and is highly prized. Parsi writers have not yet produced such excellent historical novels. But a few have ventured into the untrodden field of the original social novel and have written tales which are worthy to be preserved. The late Mr. Manockji Minocher Homji specially excelled in such social fiction and his "Datardoo" series of novelties of parsi life were very highly prized when they appeared a generation ago. Unfortunately, the way shown by him has been not much trodden by Parsi writers of our day, who mostly take to the far easier task of translating indifferent foreign words into still more indifferent Gujarati.

**But exception** *must be made in the case of a new writer who has shown the courage of breaking though the present practice of translations, and of boldly launching out into the field of original fiction.* In his recently published novel, called "the Acme of Reform," Mr. Merwanji M. Banaji, has depicted present day Parsi life in a *striking manner.* He displays not only an intimate knowledge of his people and their ways but also discloses literary powers of a high kind from which still better things may be expected in the future. He holds the mirror up to the Parsi life and society that prevail to-day in the community in an *admirable* manner, and his delineation of characters and situation is highly entertaining as well as instructive. Nearly every phase of modern fashionable society among the Parsis is touched in the course of the book and its follies as well as good points are admirably brought out. It may be called a satire on the highly Europeanised side of Parsi society of the present day, with its indiscriminate imitation of Western ways in order to reach the very acme of reform; but the satire is very good natured and pleasant. If the writer would present the novel in an English dress we should be pleased, as English readers too could obtain an insight into the life of his people.

---

*The Head Master, J. N. Petit Orphanage writes:—*

**"The Secretary (Mr. Jijibhoy P. Mistri, M. A.,) considers your book valuable as a prize and library book."**

**મિસ ભીખાઇજી લી. પાલમકોટ:—**

મારા મહેરબાન ભાઇજી,

"તમારી વાર્તા 'સુધારાનું શિખર' મેં વાંચી છે અને તે મને એટલી પસંદ પડી છે કે હું ધારૂં છું કે દરેક પારસી ઘરમાં રાખવા, વાંચવા, અને વંચાવવા લાયક છે......ઇન્સાનનો સાધારણ ખવાસ એવો હોય છે કે ખુબી કરતાં ખામી તેને ઝટ દેખાઇ આવે છે. તાણી ખેંચીનેબી ખામી શોધી કાઢવી એ કેળવાયલાં તો શું પણ અભણ આદમીઓ માટેબી ઘણું સહેલું કાર્ય છે. મેં ઘણા નુકતેચીનો જોયા છે જેઓ એક પુસ્તકની ખુબી અને વાખવાખી લખ્યા પછી છેલ્લે એકાદ એવી ખામી દેખાડી પોતાનાં આખાં લખાણને બદસુરત બનાવે છે કે કોઇ વેળા કર્તાને ગેરઇન્સાફ થવા ઉપરાંત તેને ગેરફાયદો પણ થાય છે. તમારાં પુસ્તકમાં મને ખામી જેવું કાઇ જણાતું નથી પણ ખુબીઓ તો પાને પાને જણાય છે......પારસીઓમાં હાલ ચરવાતા દરેક સવાલ ઉપર તમે તમારી તેજી કલમ ચલીવી છે. એકબી બાબદ એવી નથી કે જે તમારાં પુસ્તકમાં સમાઇ ગઇ નહિં હોય......કેટલીક બાબદો એવી છે કે જેઓને ટોપી બેસ્તી આવતી હોય તેઓએ બરોબર દાબી દાબીને માથે પહેરી હશે, અને મનમાં તમને 'સેસ ભરી' હશે!"

---

**મિસીસ જરબાનું મેહરવાનજી કોઠાવાલા:—**

"સુધારાનું શિખર"ની એકથી અનેક મોઢે તારીફ સાંભળવાથી મેં જાતે તે વાંચી જોઇ છે, અને મારૂં અદના પણ ખરાં દિલનુ મત ઉચારૂં છું કે એ ઉમદા કેતાબ માટે જે પ્રસંશાના ઉદગારો વાંચકવર્ગ તરફથી નિકળી રહ્યા છે, તે તદન વાજબી અને ઘટીત છે.

એક ખરી 'ઓરીજીનલ' પારસી સંસારી કથા કેવી હોય તે 'સુધારાનુ શિખર' વાંચ્યાથી જણાશે. એમાં કર્તાએ આપણા આજના વખતના સંસારનો એવો આબેહુબ ચિતાર પોતાની તેજી

કલમથી આપ્યો છે કે વાંચતી વેળા આપણે જાણે જીવતા આદમીઓના સમાગમમાં આવતાં હોઇએ એમ લાગે છે......કર્તાએ આ વાર્તામાં આપણા સંસાર સંબંધી, આપણા બાળકોની કેળવણી બાબે--સ્ત્રીજાતીની નિતિરીતી સંબંધી—ભવિષ્યની ઉધરતી ઓલાદ તે "આપણા બેટાઓ" માટે ખંત, ઉલટ, કીર્તિ, નામના વિગેરેનું જોમ અને જોશ તેઓમાં ઉભરાવવા માટે ઠારેઠારે, પાને પાને જે ઉમદા સોનેરી શુકનોમાં સલ્લાહ અને શિખામણ આપી છે તે બેશક બારીકે બારીક વાંચીને મગજમાં ઉતારવા લાયક છે. "તાયેવંત વકતાબાજી" એવી તો ઉતમ શબ્દરચનામાં લખાયલી છે કે તેના બાહોશ કર્તાની વાકચાતુરી, બલકે કલમબાજી, બેશક આપણુને મોહ પમાડે છે.........

ટુંકમાં આ ઉમદા પુસ્તકના લેખકને આવી બોધદાયક વાર્તા રચવા માટે ખરાં દિલની મુબારકબાદી આપી શકાય, અને ફરીથી કહું છું કે 'ઓરીજીનલ' વાર્તા હોય તો આવીજ હોય.

**સર એમ. એમ. ભાવનગરી:—**

"અસરકારક લખાણ કરી જાહેર સેવા બજાવી છે."

---

**ડૉ૦ માણેકજી ડોશાભાઈ કામા L. M. & S.:—**

"આવી કીસમની કેતાબો દર્દીને રહાત આપવામાં તેના ડાકટરને એક આવકારદાયક સાંધન થઇ પડે છે.

---

**રાસ્ત ગોફતાર:—**

"પારસી કલમથી લખાતી સંસારી વાર્તાઓની ખબર નહિ લેવાનો અમારો સરેષ્ઠો અત્યાર સુધીમાં અમે એકજ લખનારના સંબંધમાં

તોડયો છે અને તે લખનાર મી० મેરવાનજી મંચેરજી બનાજી છે......
આવીજ વાર્તાઓ સાહીત્યનો શણગાર ગણાય–આવીજ વાર્તાઓ જવાન
છોકરાંઓના હાથમાં આપી શકાય."

**કયસરે હિન્દ:—**

'સુધારાનું શિખર' જેવી એક ખરેખર અસરકારક અને ઓરીજીનલ
વાર્તા વાંચકવર્ગ આગળ રજુ કરવા માટે અમો તેના કર્તા મી० મે. મ.
બનાજીને ઘણી દિલોજાનીભરી મુબારકબાદી આપ્યે છીયે

---

**"પારસી":—**

"ચોપડી હાથમાં ધરતાં અને તેના પાના ઉથલાવતાં તેમાં કાંઇ અજબ
તરોતાઝગી લાગે છે કે જે આપણને તે વાંચવાને તલબગાર બનાવે છે."

**સ્ત્રીબોધ:–**

"આપણી પારસી વાર્તાઓને અત્યારસુધી જે ઢબે અને જે ઢલાવ
ઉપર દોડાવવામાં આવી છે તે કરતાં કંઇ જુદીજ વળણ, કંઇ ઓર ઢંગ
અને કંઇક ઉત્તમ ઘડા, કંઇ નવીજ ઝમક અને તૌર અને કંઇ અજબ
દોરદમામ ઉપર આ નવું ચિત્ર દોરવામાં આવ્યું. છે."

---

કાત્રક મેનશન, ન્યુ ગામદેવી,

મુંબઇ, તા० ૧૯–૮–૧૦.

**મહેરબાન શેઠ મેહરવાનજી મ. બનાજી જોગ—**

અમો તમારી ચોપડી લગભગ પોણી વાંચી રહ્યાછ. ખરેખર
અમો એટલો ભાગ વાંચી ઘણાજ ખુશી થયાછ. એમાંના પોણા ભાગનાં
લખાનનો તો અમને અનુભવ મળેલો છે ને હાલ આએ લુચ્ચી દુન્યામાં

ફુર કામ કરનારા તેવા ઘણાઓ છે એ ખરી વાત છે. તમારું બખાન કુકાદાર પંદકીનું તો એવું સરસ રીતે લખાયલું છે કે જે માણસ વરસમાં એકજ વખત હસતો હશે તેને પણ વાંચતાં હસવું આવ્યા વગર રહે નહિં, ને એ ઘડી ફુરસદનો વખત ઘણીજ ખુશી સાથ પસાર કરે. અમારા સાદા વિચાર પ્રમાણે એ ચોપડી દરેક કુટુંબમાં રાખી સર્વે નાના મોટા વાંચે તો તેથી મોટા તેમજ નાનાનું ઘણું ડહાપણ વધે.

લા૦ સેવક,

**ડોસાભાઈ દાદાભાઈ કાત્રક.**

---

**સાંજ વર્તમાનઃ-**

"ખરેખર મી૦ બનાજીને શાબાશી આપવી ઘટારત છે કે એ વૃદ્ધ લેખકે પોતાની કલમનો ગેરઉપયોગ નહિ કરતાં એક humourist તરીકેજ પારસી સંસારની રીતીનિતિઓ ઉપર પોતાની બંને નોવેલોમાં વાર્તારૂપે ચુનોચરા કર્યા છે."

"ખરી રમુજના ખ્યાલનો મી૦ બનાજીના લખાણો પહેલેથી તે છેવટ સુધી વાંચનારના મન ઉપર છાપ બેસાડે છે." તા૦-૨૪-૯-૧૦

---

આ બન્ને શુશોભીત (Get up on) પુસ્તકો દરેક જાણીતા બુકસેલરોને ત્યાંથી તથા કર્તા કનેથી (નં૦ ૮, ડૉ૦ એરચશા હાઉસ ઘોબીતલાવ મુંબઇ) મળશે. 'સુધારાનું શિખર' (૪૫૦ સફા) કિંમત રૂ. ૨.) **પારસી પુત્રી પ્રકાશ** કિંમત રૂ. ૧-૪-૦

---

# THE LATEST

"THE INDIAN SPECTATOR" May 4th 1912:—

Mr. Mervanji M. Banaji, the writer of "Soodharanu Shikhar" has by mischance, become sightless. But he has portrayed present day Parsi life as few writers of Gujarati novels have done. The story centres round a society girl who, after becoming widow three times, enters into matrimonial relations with a rich man who weds her for the fourth time. *Throughout, the story is told effectively; there is no chapter devoid of interest.* The work is neither a translation nor an adaptation of any English novel. Reading it one finds one is traversing new ground. So far it is a successful attempt at original novel-writing in Gujarati. There is a moral purpose—which doesnot obtrude on the reader—running throughout it which makes it all the more effective. It is in substance, a satire on certain phases of latter-day Parsi life, with which the writer seems familiar. His aim has been a high one, that of eradicating some deplorable tendencies that are witnessed among Parsis of the day. These dark spots many believe to be the result of unassimilated social reform. Let us hope they will disappear with a better and fuller understanding of Western civilisation. Mr. Banaji has hit upon the satirical form of writing, as satire is the best mode of exposing the follies of mankind. In some places the story becomes sensational. It attacks the tendency towards suicide, a belief in rank superstitions, exploded dogmas, and other results of what may be called popular hysteria. At places the writer becomes humorous, and thus leaves no sting behind. *Parsi Putri Prakash* is the title of another book of equal merit from the same writer. It is a collection of humorous sketches depicting the typical Parsi girl of the period. Both works do great credit to the writer who has, in spite of his unfortunate physical disability, proved himself to be a close student of Parsi life in all its aspects.

---

P. T. O.

## THE LATEST

તાલેયારખાન હાઉસ,
સુરત, તા૦ ૧૮-૩-૧૨.

### નેકનામ ભાઇજી સાહેબ,

તમો ભાઇએ તમારા હાથથી લખાયલા બે ગ્રંથો, "સુધારાનુ શિખર" અને "પારસી પુત્રી પ્રકાશ," મોકલેલા મેં વાંચ્યા છે. "શિખર"ની ઇબારત-રચના અને ભાષા કોઇ પણ પારસીને મગરૂર કરવાજોગ અને હોંશથી વાંચવા ગમે એવાં છે; જોકે "પ્રકાશ" કોઇ પણ પ્રકારે નિર્જીવ નથીજ—માત્ર જરા અધરી અને ટુટક છે. તમો ભાઇએ આ બન્ને ગ્રંથો પારસી સંસાર સ્થિતીનું પુરૂં અવલોકન કરીને, હિંમત અને ખરાંને ખરૂં કહી ખોટાંને ધીક્કારમાં ચિતરેલાં છે અને તેને સારૂ પારસીઓને મગરૂર કરી બીજી સુધરવા ચાહતી જ્ઞાતીઓને પારસીઓને ખર્ચે ચમકાવ્યા છે એનું પણ, એક દેશભકત તરીકે, તમો ભાઇનેજ માન મળવું ઘટે છે. પારસી સંસારનો ટાળો દીન-પ્રતી-દીન એવો થતો જાય છે કે ઘણાક જુના જમાનાના જ્ઞાની ગ્રહસ્થો મુઝવનમાં પડેલા દેખાય છે; અને તમારા અનુભવના લેખકોનાં લખાણુને આવકાર આપવા આતુર રહેશે.

દુવાગીર સેવક,

**જીહાંગીરશા અ. તાલેયારખાન,**

(ગુજરાતી ભાષાના અથંગ અભ્યાસી અને સુંદર ઇતીહાસીક વાર્તાઓ "મુંદ્રા—કુલીન," "રત્ન લક્ષ્મી" ઇત્યાદીના માનવંત લખનાર).

# અજલનો ફરેસ્તો.

-લખનારઃ—

## મિસ ભીખાઇજી ડી. પાલમકોટ.

આ દોરંગી દુનિયાની અચાનક આફતમાં તે કિરતારની નહિ કલ્પિ શકાય એવી નેમથી જેઓ આવી પડયાં હોય, જેઓ જીગરથી વ્હાલાં સગાં-સ્નેહીઓથી આ જગતમાં થોડો વખત છૂટાં પડયાં હોય અને એવો થોડા વખતનો વિયોગ તેઓને અસહ્ય લાગતો હોય, તેઓને આ ૨૬૨) પાનાંનું શોભિતું પુસ્તક દુઃખમાં દિલાસા સમાન અને ગમમાં રામબાણ મલમ મિસાલ થઈ પડશે.

કિમ્મત રૂ. ૨॥.

પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

**મિસ ભીખાઇજી ડી. પાલમકોટ,**

ગોવાલ્યા ટેન્ક રોડ,

પોસ્ટ ઓફિસ-મૅલેબાર હિલ, મુંબઈ,

અથવા

**મી૦ પી. ડી. મુકાદમ.**

ચર્ચગેટ સ્ટ્રીટ—કોટ.

## સઘળું <u>પીળું</u> કાંઇ સાનું હાતું નથી

ત્યારે

## સઘળું <u>ધાળું</u> દુધ તા કયાંથીજ હાય?

# ધી પટેલ મીલ્ક સપલાઇ કું:

ધાળું નીર, ચોખ્ખું તેમજ સ્વચ્છ, સેર દીઠ ત્રણ આનાની વાજબી કીંમતે તમારાં બારણાં આગળ પુરૂં પાડે છે ત્યારે શીદને ચોખ્ખાં દુધ માટે બુમો પાડો છો? લાંબી મુદતની ઘરાકી ચોખ્ખાં દુધની સાબેતી છે. હમારાં ઘરાકો એકવાર થયલાં છુટતાં નથી. ત્રાયલથી હમો ડરતા નથી, કસોટીપર કસવાથી હમારે ત્યાંનું દુધ કાળું પડતું નથી. ત્યારે આપો ત્રાયલ ઑરડર્સ ઝટ.

**માલેક:—જમશેદ કે. પટેલ,**

પીંટા હાઉસ, સસેકસ રોડ, પરેલ.

(M. M. B.)

? ——————— ? ——————— ?

કેમ?—

'સનોબર' પસંદ પડી?

સંગીન વાંચનની ભૂખ

હવે સજ્જડ બની છે?

........"જી હા, બની છે"........

તો—ઝટ વાંચી જરૂપત કરો

'સનોબર'નાજ કર્ત્તાની કલમનાં ફળ:—

# 'સુધારાનું શિખર'

તથા

# 'પારસી પુત્રી પ્રકાશ'

એની શ્રેષ્ટાઈ માટે ખાતરીની

જરૂર હોય

તો—જોએ આ પુસ્તકમાં પ્રગટ

થયેલા અભીપ્રાયો

? ——————— ? ——————— ?

કીંમત:—"સુધારાનું શિખર" રૂ. ૨.)—"પુત્રી પ્રકાશ" રૂ. ૧-૪-૦

મળવાના ઠેકાણાં:—દરેક જાણીતા બુકસેલરો

અને કર્તા કનેથી નં૦ ૮, ધોબીતળાવ, મુંબઈ.